# કેળવણીનું સાફલ્ય

વગેરે કેટલાક નિબંધો.

લેખક

મૂળશંકર દયારામ શાસ્ત્રી.

પ્રકાશક,

કાન્તિલાલ વિ. ગોપાળજી ભટ્ટ.

મુ. પીઠડીયા ( જેતપુર થઇને ).

વત. ૧૯૭૯. સન ૧૯૨૩.

# કેળવણીનું સાફલ્ય

## વગેરે કેટલાક નિબંધો.



લેખક

મૂળશંકર દયારામ શાસ્ત્રી.



પ્રકાશક,

કાન્તિલાલ વિ. ગોપાળજી ભટ્ટ.

મુ. પીઠડીયા ( જેતપુર થઇને ).

સંવત ૧૯૭૯ સન ૧૯૨૩.



મુદ્રકઃ—

જાદવજી પિતામ્બર ઠક્કર,
લેડી નૉર્થકોટ હિન્દુ ઑર્ફેનેજ કે.
એન. સેલર પ્રેસ, નં. ૯૩ ચીંચપોકલી
પરેલ રોડ—મુંબાઈ.



પ્રસિદ્ધ કર્તા,
કાન્તિલાલ વિ. ગોપાળજી શાહ.
મુ. પીઠડીયા (જેતપુર થઈને)
કાઠીઆવાડ.

# બે બોલ.

—:o:—

સદ્ગત મૂળશંકર દયારામની છેવટની ઇચ્છાને અનુસરી આ નિબંધો તથા એમના કાગળીઆઓમાંથી મળી આવેલી થોડી ગુજરાતી કવિતાઓ છપાવવાનો એમના મોટા ભાઈ મુ. ગોપાળજી દયારામ શાસ્ત્રીએ નિશ્ચય કર્યો તથા એ કામ મને મૂળશંકરભાઇનાં મરણ પછી તરતજ સોંપ્યું હતું. મેં આ લેખો સાથે આપણી જ્ઞાતિના ટુંકા ઇતિહાસપૂર્વક સદ્ગત મૂળશંકરભાઇનું ચરિત્ર ટુંકામાં લખ્યું છે અને એમાં રહી ગયેલી વાતો માટે એક પરિશિષ્ટ છેવટ ઉમેર્યું છે. બન્ને માટે જવાબદારી મારી પોતાની છે.

લેખો મને મળતાં ઘણો વખત ગયો, પછી છાપખાનાંએ બહુ ઢીલ કરી, હું પણ આળસુ, પરિણામે એમની વર્ષી પ્હેલાં આ નિબંધસંગ્રહ છપાઇ શકયો નહિં.

મોડું મોડું પણ સદ્ગત પૂજ્ય બન્ધુનું આ શ્રાદ્ધકૃત્ય જ્ઞાતિબન્ધુઓને ચરણે અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. ચિ. ભાઇ હરિપ્રસાદ કૃપારામ ભટ્ટે પ્રુફ જોવા વગેરેમાં મને મદદ કરી છે.

૧૯૭૯ માઘ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.



# ઉપોદ્ઘાત

**પ્રશ્નોરા જ્ઞાતિ**—પ્રશ્નોરા જ્ઞાતિ એ અઢી હજાર માણસોની કુલ સંખ્યાવાળી, હાલાર, ગુજરાત અને ઉત્તરહિંદ એ રીતે ત્રણ વિભાગમાં વ્હેંચાયેલ એક ન્હાની જ્ઞાતિ છે. આ ઉપરાંત માળવામાં દશોરા નામની એક બ્રાહ્મણ જ્ઞાતિ છે જે જ્ઞાતિના માણસો એમ કહે છે કે અમે મૂળ પ્રશ્નોરા છીએ પણ દશપુરમાં રહ્યા ત્યારથી દશોરા કહેવાવા લાગ્યા. પરંતુ હાલાર, ગુજરાત કે ઉત્તરહિંદમાં વસતા પ્રશ્નોરાઓ એને પોતાનામાંના ગણતા નથી તથા તેઓની સાથે ભોજન વ્યવહાર કે લગ્ન વ્યવહાર કરતા નથી, એટલુંજ નહિં પણ દશોરા ક્યારે જુદા પડ્યા, શાથી જુદા પડ્યા વગેરે કાંઇ માહિતી પ્રશ્નોરાઓને તો નથી; દશોરાને કાંઇ હોય તો જાણવામાં નથી.

પ્રશ્નોરાઓ પોતાને છ નાગરમાંના એક ગણે છે અને પોતાનું જૂનું નામ અહિચ્છત્ર જ્ઞાતિ છે એમ જણાવે છે. આ બન્ને બાબત હજી સુધી પૂરી પ્રકાશમાં આવી નથી. આ દેશની ઘણી ખરી જ્ઞાતિઓના ઇતિહાસનો કાંઇ પત્તો નથી; પણ કેટલીક જ્ઞાતિઓનાં નામો ઘણા જૂના લેખોમાં મળે છે, જ્યારે બાકીની જ્ઞાતિઓનું ૪૦૦–૫૦૦ વર્ષથી વધારે ઉંડા ઉતરતાં જુદું અસ્તિત્વ દેખાતું નથી. હવે નાગર નામ લગભગ ૬૦૦ વર્ષ જૂનું છે પણ એ શા ઉપરથી પડયું એ બાબતમાં મતભેદ છે.

નાગરોની ઉત્પત્તિનો પ્રાચીન ઇતિહાસ સ્કંદ પુરાણાન્તર્ગત નાગરખંડમાંથી મળે છે. જો કે નાગરખંડ કેટલો પ્રાચીન છે તે નક્કી કહેવું મુશ્કેલ છે પણ એ ખંડમાં હાટકેશ્વર તીર્થની જે કથા છે તેનો સાર નીચે મણિલાલ નભુભાઇના શબ્દોમાં 'ગુજરાતના બ્રાહ્મણો'માંથી આપ્યો છે.

"આનર્ત દેશમાં પ્રાપ્તિપુરી જે સાભ્રમતિને કાંઠે છે તેને રાજધાનીનું નગર કહ્યું છે અને ત્યાં ગર્તા તીર્થ બતાવ્યું છે. એ પ્રાપ્તિપુરી તે પરાંતિજ અને ગર્તા હાલ જેને 'ખોખ' કહે છે તે. પ્રાપ્તિપુરીના ચમત્કાર રાજાએ તે સ્થાનની આસપાસ વસતા ઋષિઓને ચમત્કારપુર નામે નગર રચાવીને અર્પણ કર્યું અને જે ઋષિઓ તે નગરમાં આવીને વસ્યા તે —નગરના રહેનારા—નાગર કહેવાયા. આ ઠેકાણે વત્સગોત્રનો ચિત્રશર્મા નામે એક નાગર પાતાળમાંથી સુવર્ણપિંડીમય શિવલિંગને ચમત્કારપુર આગળ લાવ્યો અને તે હાટકેશ્વર નામે સ્થપાયા." આ ચમત્કારપુર તેજ વડનગર. આ પ્રમાણે નાગરખંડની કથા વડનગરના રહેવાશી બ્રાહ્મણો તે વડનગરા નાગરો એમ કહે છે.

પ્રાચીન ઐતિહાસિક લેખોમાં જોઇએ છીએ તો વલ્લભી સમયના લેખોમાં આનન્દપુર વિનિર્ગત અને આનન્દપુર વાસ્તવ્ય બ્રાહ્મણોને દાનો આપેલાં નોંધાયાં છે. ખાસ કરીને જુઓ ગુપ્ત સં. ૨૭૦ (ઇ. સ. ૫૮૯), ગુપ્ત સં. ૪૪૭ (ઇ. સ. ૭૬૬), ગુપ્ત સં. ૩૩૦ (ઇ. સ. ૬૪૮), ગુપ્ત સં. ૩૩૭ (ઇ. સ. ૬૫૬) નાં અલીના તામ્રપત્રો આ આનન્દપુરના બ્રાહ્મણો તે નાગર બ્રાહ્મણો જ હોવા જોઇએ. પણ આટલા જૂના કાળમાં તેઓ નાગરો કહેવાતા કે કેમ તે શંકાસ્પદ છે. વળી આનન્દપુરનું વડ-

નગર નામ પણ બહુ જૂના લેખોમાં મળતું નથી. કોડીનાર આગળથી મળેલી ઇ. સ. ૧૩ મા શતકની નાનાક પ્રશસ્તિમાં નગરતીર્થનો તથા ત્યાં હાટકેશ્વર દેવની સ્થાપના હોવાનો તથા પવિત્ર બ્રાહ્મણો વસતા હોવાનો ઉલ્લેખ છે. આ રીતે વડનગર જૂના વખતમાં આનન્દપુર કહેવાતું અને એનું નગર નામ જૂનું નથી. આજ રીતે ત્યાંના બ્રાહ્મણોનું પણ નાગર નામ જૂનું નથી. કુમારપાળની વડનગર પ્રશસ્તિમાં વડનગરનું નામ આનન્દપુર લખ્યું છે પણ ત્યાંના બ્રાહ્મણોને નગર [નાગર] તરીકે ઓળખાવ્યા છે. આ જૂની હકીકતો ઉપરથી નાગરખંડની તથા વર્તમાન નાગરોની માન્યતા કે નગર [વડનગર]ના બ્રાહ્મણો તે નાગર—એમાં શંકા પડે છે. વળી ગુર્જરવાણીઆઓમાં નાગર વાણીઆ છે, બુલંદ શહેરના ગુર્જરોમાં ૫૦ હજાર નાગરો છે, જાટોમાં નગરે જાત છે, એ બધું જોઇને તથા આનન્દપુરમાંથી નીકળેલા બ્રાહ્મણો અર્થાત્ નાગરો હાલના મેવાડના રાણાઓના પૂર્વજો હતા [ જુઓ ગુહીલોત વિષે સંવત ૧૯૬૬ ના કાર્તિકમાં છપાયેલ દે. રા. ભાંડારકરનો લેખ. ] એવા ઐતિહાસિક પુરાવાઓ ઉપરથી નાગરો મૂળ આ દેશના વતની બ્રાહ્મણો નહિં પણ કોઇ પરદેશી જાત છે; જે ઇ. સ. પાંચમા છઠ્ઠા શતકમાં આ દેશમાં આવી વૈદિક ધર્મ સ્વીકારી બ્રાહ્મણ, વાણીઆ વગેરે રૂપે વહેંચાઈ આ દેશમાં સ્થિર થઈ હશે, અને મૂળ આનંદપુર કે આનર્તપુર શહેર ત્યાં વસતા આ પરદેશી બ્રાહ્મણોના—નાગરોના નામ ઉપરથી ઈ. સ. ૧૩ મા શતકથી વડનગર કહેવાવા લાગ્યું એમ ભાંડારકર વગેરે ઐતિહાસિકોનુ માનવું છે. આ ગમે તેમ હો પણ એટલું તો ચોક્કસ છે કે આનન્દપુરમાં આજથી ૧૩૦૦ વર્ષ પ્હેલાં આજે નાગરોમાંજ જે ગોત્ર [ શર્કરાક્ષિ ગોત્ર ] મળે છે તે ગોત્રના તથા પવિત્ર વેદાભ્યાસી બ્રાહ્મણો વસતા હતા.

અને ૬૦૦ વર્ષથી તો એ શહેર વડનગર તથા ત્યાંના બ્રાહ્મણો નાગરો કહેવાય છે. કાળક્રમે જેમ વડનગરમાં બીજા બ્રાહ્મણો બ્હારથી વસવા આવ્યા હશે તેમ વડનગરના નાગરો પણ વડનગર બ્હાર જઈને બીજે નામે ઓળખાવા લાગ્યા હશે. આ રીતે ૭ નાગરો થવાનો સંભવ છે.

'ગુજરાતના બ્રાહ્મણો'માં મણિલાલ નભુભાઈએ લખ્યું છે કે વીશલદેવ વિક્રમ સંવતના ૧૩ મા સૈકામાં અણહિલપુર પાટણનો રાજા હતો. તેને નાગદેવ અને વાગ્ભટ્ટ એવા બે નાગરમંત્રી હતા. તેમણે રાજસૂય યજ્ઞ આરંભ્યો અને ચમત્કારપુર અને ગર્તાતીર્થથી નાગરોને બોલાવ્યા. આ નાગરોને દક્ષિણામાં વીશલદેવે ગામો આપ્યાં. કેટલાકને પોતાના નામથી વસાવેલું વીશલનગર આપ્યું, કેટલાકને ચિત્રકૂટપટ્ટી આપ્યું, કેટલાકને કૃષ્ણનગર આપ્યું, કેટલાકને પૃષ્નિનગર આપ્યું, કેટલાકને રેવા તટે ૭ પાદર (ષટ્પદ) આપ્યું. અને આ ઉપરથીજ વીશલનગરા, ચિત્રોડા, કૃષ્ણોરા, પૃષ્નોરા, ષટ્પદ્રા (સાઠોદરા) કહેવાયા; ચમત્કારપુરને વૃદ્ધનગર નામથી ઓળખતા એટલે ત્યાંના નાગરો વડનગરા કહેવાયા."

નાગરોના ૭ ભેદ થવાના આ ખુલાસામાં એક બે શંકાઓ છે. વીશલનગર અને છપાદર ગામો તો છે અને એ ગામો ઉપરથી વીશલનગરા તથા સાઠોદરા નામ પડ્યાં હોવાનો સંભવ છે. પણ પૃષ્ણપટ્ટી કે કૃષ્ણનગર નામનાં ગામો ગુજરાતમાં અત્યારે છે કે એ કાળે હતાં? પૃષ્ણિપટ્ટી કે કૃષ્ણનગર જેવાં નામો ખરાં ઠરે કે ખોટાં, પણ એટલું તો ખરૂં છે કે જ્ઞાતિઓની આવી પેટા જ્ઞાતિઓ ઘણીવાર ગામો ઉપરથી થઈ છે. શરૂઆતમાં એકજ સ્થળેથી જુદા જુદા ગામમાં ગયેલા બ્રાહ્મણો પરસ્પર સંબંધ

રાખતા હશે પણ ધીમે ધીમે જુદા જુદા ગામનો આચાર જુદો જુદો થઈ જતાં અને આચારની ભિન્નતા અસહ્ય લાગવા માંડતાં જુદી જુદી જ્ઞાતિઓ થઈ જતી હશે.

પ્રશ્નોરા નાગર એ નામ ઉપલું અનુમાન યથાર્થ હોય તો ૬૦૦ વર્ષ પહેલાં પડયું છે એમ સાબીત થાય. પ્રશ્નોરાઓમાં એ નામની પરંપરા એટલી જૂની પણ મળતી નથી તેમ ગુજરાતના ઇતિહાસનાં સાધનોમાં જેવો વડનગરા નાગરોનો ઉલ્લેખ છે તેવો પ્રશ્નોરાનો ઉલ્લેખ કયાંય દેખાતો નથી. હવે પ્રશ્નોરાઓ પોતે પોતાને અહિચ્છત્ર કહે છે એ વિષે થોડો વિચાર કરીએ. અહિચ્છત્ર દેશ અને અહિચ્છત્ર નગરનું નામ છેક મહાભારતમાં છે. મહાભારતમાં એનો ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ—

પાંડવો અને કૌરવોના ગુરૂ દ્રોણાચાર્ય જ્યારે બાળક હતા ત્યારે તેઓ પાંચાળના રાજા દ્રુપદ સાથે પોતાના પિતા ભરદ્વાજ પાસે ભણતા હતા. આ વિદ્યાર્થી અવસ્થામાં દ્રુપદને દ્રોણ સાથે નિઃસ્વાર્થ પ્રીતિ થઈ અને બાલ્યસુલભ ઉદારતાથી દ્રુપદે દ્રોણને કહ્યું કે હું રાજા થઇશ ત્યારે તને મારા રાજ્યનો અર્ધો ભાગ આપીશ. કાળાંતરે દ્રુપદ વિદ્યાર્થી અવસ્થા પૂરી કરી પોતાના રાજ્યમાં ગયા અને પાંચાલના રાજા થયા.

બીજી તરફ દ્રોણ ગૃહસ્થ થયા પણ અપરિગ્રહ ધર્મથી રહેનાર દ્રોણની આર્થિક સ્થિતિ એવી દુર્બળ હતી કે એમનાં બાળકોને બહુ કષ્ટથી જીવન નિર્વાહ કરવો પડતો. પોતાનાં પરિજનનાં આ દુઃખથી પ્રેરાઇને દ્રોણ દ્રુપદ રાજા પાસે ગયા અને બાલ્યકાળની મિત્રતા યાદ આપી પણ દ્રુપદે રાજ્ય મદથી આંધળા બની જવાબ આપ્યો કે "દરિદ્રની ધનવાન સાથે મિત્રતા સંભવતી નથી; હું તને ઓળખતો નથી." આ મદાંધતાને દૂર કરવાનો

પોતાની વિદ્યાના યોગ્ય ગર્વવાળા તથા સમર્થ દ્રોણે નિશ્ચય કર્યો. તે વખતેજ તેઓ હસ્તિનાપુર તરફ ચાલી નીકળ્યા. ત્યાં જઈ પાંડવો અને કૌરવોને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરાવ્યો અને છેવટ ગુરૂદક્ષિણામાં દ્રુપદને હરાવી બાંધી પોતાની પાસે લાવવાનું માગ્યું.

દ્રોણના પ્રિયશિષ્ય અર્જુને આ ગુરૂ દક્ષિણા આપવાની હામભીડી, અને છેવટ દ્રુપદને હરાવી બાંધી દ્રોણ આગળ આણ્યા. દ્રોણે પોતાના મિત્રને આ દશામાં જોઇ ભેટી બ્રાહ્મણ યોગ્ય ઉદારતાથી તેના રાજ્યનો અર્ધો ભાગ પોતે રાખી બાકીનો અર્ધો દ્રુપદને આપ્યો. આ પ્રસંગે દ્રોણે દ્રુપદને જે શબ્દો કહ્યા તથા મહાભારતકારે દ્રોણ અને દ્રુપદનાં રાજ્યની જે સીમા બતાવી છે તે અહિચ્છત્ર દેશની સ્થિતિ સૂચક હોવાથી એ શ્લોકો નીચે આપ્યા છેઃ—

राजासि दक्षिणे कूले भागिरथ्याहमुत्तरे ।

सखायं मां विजानीहि पांचाल यदि मन्यसे ॥

म. आ. अ. १४० श्लो. ६९.

દ્રોણ દ્રુપદને કહે છેઃ—" તું ભાગીરથીના દક્ષિણ કાંઠા ઉપર રાજા છો અને હું ઉત્તર કાંઠા ઉપર; હે પાંચાલ ( દ્રુપદ ) હવે તારી મરજી હોય તો મને મિત્ર તરીકે માનજે."

આ શ્લોકમાં પ્હેલાં દરિદ્ર અને ધનવાન વચ્ચે મિત્રતા ન સંભવે એમ જે દ્રુપદે કહેલું તેનો જવાબ છે. આગળ ચાલતાં એજ અધ્યાયમાં મહાભારતકાર દ્રુપદના તથા દ્રોણના રાજ્યની સીમા બતાવતાં લખે છે કેઃ—

माकन्दीमथगंगाया स्तीरेजनपदायुतां ।
सोऽध्यावसद्दीनमनाः काम्पिल्यं च पुरोत्तमम् ॥
दक्षिणांश्चापि पांचालान्यावत्चर्मण्वती नदी.
अहिच्छत्रं च विषयं द्रोणः समभिपद्यत ।
एवं राजन्नहिच्छत्रा पुरी जनपदायुता ॥
युधि निर्जित्य पार्थेण द्रोणाय प्रतिपादिता ।

**म. आ. अ. १४० श्लो. ७२ थी ७६.**

આ શ્લોકાને અર્થ સ્પષ્ટ છે કે ગંગાના દક્ષિણ કાંઠા ઉપર ચર્મ-ણ્વતી નદી સુધી દક્ષિણ પાંચાલદેશ અને તેનું મુખ્ય શહેર કાંપિલ્ય દ્રુપદને રહ્યાં અને અહિચ્છત્ર દેશ (**विषय**) તથા તેની રાજધાની અહિ-ચ્છત્રાપુરી દ્રોણને મળ્યાં. ટુંકામાં પ્હેલાં પાંચાલ એક દેશ હતો એના બે વિભાગ થયા જેમાંથી મહાભારતના યુદ્ધ વખતે દક્ષિણ પાંચાલના રાજા દ્રુપદ હતા અને ઉત્તર પાંચાલ અથવા અહિચ્છત્રના દ્રોણ હતા. આ અહિચ્છત્રનો ઉલ્લેખ પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં પણ મળે છે એ ઉપરથી ઈ. સ. પૂર્વેનાં ૪૦૦–૫૦૦ વર્ષોમાં અહિચ્છત્ર એક આબાદ દેશ હતો અને તેની રાજધાની અહિચ્છત્રા નગરી પણ તેટલીજ પ્રખ્યાત હતી એમ જણાય છે. ઇ. સ. પછીનાં ૬૦૦–૭૦૦ વર્ષો સુધી પણ અહિચ્છત્ર એક આબાદ દેશ હતો અને ત્યાંના વતનીઓ પવિત્ર રહેણી કરણીવાળા સુખી લોકો હતા એમ તત્કાલિન સાહિત્ય ઉપરથી જણાય છે. દાખલા તરીકે કામસૂત્રકાર વાત્સ્યાયન અહિચ્છત્ર દેશના વતનીઓનાં નીચેના શબ્દોમાં વખાણ કરે છેઃ—

वेश्याभिरेव न संसृज्यन्ते आहिच्छात्रिकाः
संसृष्टा अपि मुखकर्म तासां परिहरन्ति ।

का. सू. अ. २ अ. ७.

અર્થ—અહિચ્છત્રના વતનીઓ વેશ્યાઓ સાથેજ સંસર્ગ નથી રાખતા. .... .... .... ... ...

આગળ ચાલતાં પ્રાચ્ય દેશના તથા પાટલી પુત્ર નગરના વતની સાથે અહિચ્છત્રના વતનીઓને પણ વાત્સ્યાયન શિષ્ટ ગણે છે.

વાત્સ્યાયનનો સમય નિશ્ચિત નથી પણ તેઓ ઈ. સ. બીજા ત્રીજા શતકથી અર્વાચીન નથી.

વાત્સ્યાયને અહિચ્છત્રની વસ્તીની જે શબ્દોમાં પ્રશંસા કરી છે તેને મળતા શબ્દોમાં સાતમા શતકમાં લગભગ આખા ભારતવર્ષમાં મુસાફરી કરનાર ચીનાઈ પ્રવાસી યુવાન ચંગે પણ પ્રશંસા કરી છે.

યુવાન ચંગે અહિચ્છત્રનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે. "અહિચ્છત્રનું રાજ્ય ૩૦૦લી (લગભગ એક હજાર ચોરસ માઈલ) માં છે. અહિચ્છત્ર મોટું શહેર છે. ત્યાં બૌધ્ધોના દશ સંઘારામ છે, જેમાં એક હજાર ભિક્ષુઓ રહે છે. અહીં બ્રાહ્મણોનાં ૯ મન્દિરો છે જેમાં ૩૦૦ પૂજારીઓ રહે છે. અહીંના વતનીઓ સત્યપ્રિય અને સારા સ્વભાવના છે. આ શહેરની બ્હાર એક તળાવ છે, જેનું નામ નાગસર છે." યુવાન ચંગના વર્ણન ઉપરથી અહિચ્છત્રપુરમાં પાશુપતમતનો પુષ્કળ પ્રચાર હોય એમ જણાય છે.

આ વખતમાં અહિચ્છત્ર શહેર એક તીર્થ સ્થાન બનાતું; જુઓ નીચેનો શ્લોકઃ—

**[1]केशवमानर्तपुरं पाटलीपुत्रं पुरीमहिच्छत्रां ।**

**दितिमदितिं च स्मरतां क्षौरविधौ भवति कल्याणम् ॥**

વૃદ્ધગાર્ગ્ય જ્યોતિસ્તત્ત્વ.

ભારતકાળમાં ઉત્તર પાંચાલની રાજધાની અહિચ્છત્ર હતું અને દક્ષિણ પાંચાલની રાજધાની કામ્પિલ્ય હતું. પાંચાલની રાજધાની તરીકે કામ્પિલ્યનો ઉલ્લેખ વૈદોના પ્રાચીનતમ ગ્રન્થ ચરકમાં પણ છેઃ—

**जनपदमण्डले पञ्चालक्षेत्रे द्विजातिवराध्युषितायां काम्पिल्य राजधान्यां......।**

પણ પાછળથી સાહિત્યમાં પાંચાલની રાજધાની તરીકે જેટલું અહિચ્છત્રનું નામ સંભળાય છે તેટલું કામ્પિલ્યનું નથી સંભળાતું. કદાચ મહાભારતના સમયમાં પાંચાલના બે ભાગ થયેલા તે પાછા સંધાઈ ગયા હોય અને એ આખા પાંચાલની અહિચ્છત્ર એકજ રાજધાની રહી હોય. આ પ્રમાણે હજાર બારસો કે તેથી વધારે વર્ષ આબાદી ભોગવ્યા પછી અહિચ્છત્રની પડતી થઈ. ઈ. સ. ના સાતમા શતકમાં કનોજ પાંચાલની રાજધાની થયું; અને અહિચ્છત્ર ધીમે ધીમે ખંડેર થઈ ગયું.

---

૧ અર્થ—કેશવને, વડનગરને, પાટલીપુત્રને અહિચ્છત્ર શહેરને તથા દિતિને તેમજ અદિતિને ક્ષૌરવિધિ વખતે યાદ કરવાથી કલ્યાણ થાય છે.

આ અહિચ્છત્ર શહેર ક્યાં હતું એ વિષે શોધખોળ કરીને વિદ્વાનોએ નક્કી કર્યું છે કે હાલના રોહિલ ખંડના બરેલી જીલ્લામાં જે રામનગર છે ત્યાંજ પ્રાચીન અહિચ્છત્ર શહેર હતું.

ઇ. સ. ના સાતમા શતકથી પાંચાલની વસ્તી ધીમે ધીમે દક્ષિણ પશ્ચિમમાં ફેલાવા માંડી. ચોહાણોના બીજા રાજા વાસુદેવે અહિચ્છત્રપુરથી શાકંભર આવી રાજ્ય જમાવ્યું, એમ પૃથ્વીરાજ વિજયમાં લખ્યું છે. આ રાજા સાથે એના ભાયાતો તથા બીજાં પ્રજાજનો પણ આવ્યાં હશે. આ બનાવ વિ. સં. ૭૪૩ ની આસપાસ બન્યો હતો એમ હિંદી વિદ્વાનોનો મત છે.

ઉપર કહેલી હકીકત ઉપરથી સ્પષ્ટ દેખાશે કે ઉત્તર પાંચાલ કે અહિચ્છત્ર દેશના તથા ખાસ કરીને અહિચ્છત્રપુરના બધા વતનીઓ પોતાને આહિચ્છત્ર કહી શકે. વાત્સ્યાયને એ રીતેજ એ શબ્દ વાપર્યો છે. આ રીતેજ આહિચ્છત્ર સ્ત્રીઓ મદ્યપાન કરે છે એમ જે ગાહાસત્તસઇમાં કહ્યું છે તે પણ અહિચ્છત્ર દેશ કે શહેરની સ્ત્રીઓ પછી ચારમાંથી કોઇ પણ વર્ણની હોય તેને લાગુ પડે છે. અર્થાત્ આટલા જૂના કાળમાં તો અહિચ્છત્ર શબ્દ કોઇ જ્ઞાતિના અર્થમાં વપરાતો નહિં. હવે એમ બન્યું હોય કે પાંચાલ અને અહિચ્છત્રથી શાકંભર તથા પશ્ચિમના બીજા પ્રદેશો તરફ આવેલી વસ્તીમાંથી બ્રાહ્મણોએ પરંપરા જાળવી રાખવાની પોતાની રીતિ પ્રમાણે તે પછી ઘણા કાળ સુધી પણ પોતાને આહિચ્છત્ર તરીકે ઓળખાવ્યા હોય. આ અનુમાનને નીચેનો દાખલો ટેકો આપે છે.

ધારાનગરના પ્રખ્યાત રાજા ભોજના કાકા વાક્પતિરાજ મુંજના વિ. સં. ૧૦૩૧ ના એક તામ્રપત્રમાં શ્રી ધનિક પંડિતના પુત્ર વસંતા-

ચાર્યને દાન આપ્યાનો લેખ છે. આ લેખમાં વસન્તાચાર્યને '**અહિ-ચ્છત્ર વિનિર્ગત**' કહ્યા છે. આ વસન્તાચાર્યના પિતા ધનિક તે વિષ્ણુના પુત્ર તથા દશ રૂપની દશરૂપાવલોક ટીકા લખનાર ધનંજયના ભાઈ હોવા જોઈએ. આ ધનિક મુંજના દરબારમાં પંડિત હતા. આ લેખ ઉપરથી એમ જણાય છે કે ઈ. સ. ૧૦ મા શતકમાં અહિચ્છત્રના બ્રાહ્મણો માળવામાં વસતા હતા. આ પછી ૬૦૦ વર્ષ સુધી આહિચ્છત્ર બ્રાહ્મણોનું શું થયું તે સમજાતું નથી. વિ. સં. ૧૬૪૫ માં મંત્રમહોદધિ લખનાર મહીધર ભટ્ટ તથા એના પુત્ર પોતાને અહિચ્છત્ર કહે છે. મહીધર ભટ્ટ અને વસન્તાચાર્ય બન્નેએ અહિચ્છત્ર શબ્દ એકજ અર્થમાં વાપર્યો હોય તો વસન્તાચાર્ય પ્રશ્નોરા હતા એમ ઠરે. પણ એમ માનવાનું કાંઈ કારણ નથી. મહીધર ભટ્ટના પિતામહ જેનું એમણે નામ લખ્યું છે તે વિ. સં. ૧૫૫૦ ની આસપાસ જન્મ્યા હશે (કારણ કે વિ. સં. ૧૬૪૫ માં મહીધર ભટ્ટના પુત્રે ગ્રન્થ લખ્યો છે એટલે તેઓ વિ. સં. ૧૬૦૦ થી મોડા નહિં જન્મ્યા હોય.) આ રીતે ગણતાં મહીધર ભટ્ટના પિતામહ અને વસન્તાચાર્ય વચ્ચે ૫૦૦ વર્ષનો ગાળો રહે છે અને જ્યાં સુધી સાહિત્ય કે જૂના લેખોમાંથી એ ગાળાને સાંધનાર ઐતિહાસિક સાંકળ ન મળે ત્યાં સુધી કાંઈ ચોક્કસ કહી શકાય નહિં.

ઉપર પ્રમાણે મને મળેલાં પ્રમાણો ઉપરથી તો એવું લાગે છે કે સાતમા–આઠમા શતકમાં અહિચ્છત્ર ભાંગ્યું ત્યારે ત્યાંની વસ્તી શાકંભર, માળવા વગેરે તરફ ફેલાઈ તેમાંથી બ્રાહ્મણ વસ્તીએ પોતાનું આહિચ્છત્ર નામ ઘણા વખત સુધી જાળવી રાખ્યું. કાળક્રમે બીજા બ્રાહ્મણો ભૂલી ગયા. માત્ર એક ન્હાની પણ સંસ્કારી જ્ઞાતિએ એ નામ છેવટ સુધી જાળવી રાખ્યું. હવે પ્રશ્નોરાઓ નાગર કેમ કહેવાયા એ માટે એક તર્ક

એવો સૂઝે છે કે કદાચ પાટલીપુત્ર અને આનર્તપુર જેમ **નગર** કહેવાતાં તેમજ એ સાથે ઉપર ટાંકેલા વૃદ્ધ ગાર્ગ્યના શ્લોકમાં ઉલ્લિખિત અહિચ્છત્ર પણ **નગર** કહેવાતું હશે અને જેમ જૂના કાળમાં પાટલીપુત્રના વતનીઓ નાગર કહેવાતા (જુઓ કામસૂત્ર) અને વચલા કાળમાં આનર્તપુરના વતનીઓ નાગર કહેવાવા લાગ્યા તેમજ અહિચ્છત્રના વતનીઓ પોતાને નાગર કહેવરાવતા હશે. આ રીતે જોતાં પ્રશ્નોરાજ્ઞાતિ મૂળ અહિચ્છત્રથી આ તરફ આવેલ બ્રાહ્મણોનો એક ન્હાનો જથ્થો છે. કદાચ દશોરા પણ અહિચ્છત્રથી આવેલા બ્રાહ્મણો હશે તેઓની માળવામાં વસ્તી વધારે છે અને માળવાના વસન્તાચાર્ય પોતાને અહિચ્છત્ર વિનિર્ગત કહે છે એ ઉપરથી આ અનુમાનને ટેકો મળે છે અને પ્રશ્નોરા આહિચ્છત્ર અને પોતે પણ આહિચ્છત્ર એટલા ઉપરથી જ કદાચ દશોરા અમે પ્રશ્નોરા છીએ એમ કહેતા હશે. પણ પ્રશ્નોરા નામ કેમ પડ્યું અને ક્યારે પડ્યું ? ઉપર કહેલી વિશલદેવ રાજાની વાત યથાર્થ હોય તો પ્રશ્નપટ્ટી જેવું ગામ ગુજરાતમાં ક્યાંક હોવું જોઇએ. પણ વધારે શોધખોળ કર્યા પહેલાં જ્ઞાતિના મૂળ ઉપર આથી વધારે અજવાળું પડે એમ લાગતું નથી.

પ્રશ્નોરા જ્ઞાતિમાં હાલમાં દશ ગોત્રો છે તેમાંથી વત્સગોત્ર (વચ્છસ)માં સદ્‌ગત મૂળશંકરભાઇનો જન્મ થયો હતો.

**વચ્છસ ગોત્ર**—પ્રશ્નોરા જ્ઞાતિમાં વચ્છસ ગોત્ર ત્રણે વિભાગમાં-ગુજરાતમાં, હાલારમાં અને રજપૂતાનામાં છે. બ્રાહ્મણોમાં વત્સગોત્ર ઘણું જૂનું છે. કામસૂત્રકાર વાત્સ્યાયન વત્સગોત્રના હતા એમ નામથી જ જણાય છે. કાદંબરીકાર કવિ બાણ પોતાને વત્સગોત્રના કહે છે.

પ્રશ્નોરામાં વત્સગોત્ર સૌથી મોટું છે. વિ. સ. ૧૯૭૨ માં ગુજરાતમાં વત્સગોત્રની ૫૭૦ ની વસ્તી હતી. હાલારમાં ૫૮ ની હતી (૫૩ ની આજે છે.) અને રાજપૂતાનામાં ૪૨ ની હતી. અર્થાત્ કુલ ૨૪૫૯ મનુષ્યની વસ્તીની જ્ઞાતિમાં ૬૭૦ અર્થાત્ ચોથા ભાગથી વધારે વસ્તી વત્સગોત્રની છે.

ગુજરાત વિભાગના વત્સગોત્રના પંડ્યાઓનો આંબો છપાયો છે. તેમાં ૧૩ પેઢીઓ મળે છે. પણ તે ઉપરાંત ભોળાદના પાઠકો તથા મહેતા અને વારણાના ભટ્ટો વત્સગોત્રી છે. વત્સગોત્રી પંડ્યાઓનો જે આંબો છપાયો છે તેમાં પંડ્યા શ્રીવૈકુંઠજીથી વેલો ચાલ્યો છે અને એ ગોત્રની મોટી વસ્તી બરવાળામાં હતી અને છે. વત્સગોત્રીઓ બરવાળે કે ભોળાદ ક્યાંથી આવ્યા કે ક્યારે આવ્યા એ જાણવામાં નથી. પંડ્યા પાઠક, મહેતા કે ભટ્ટ અવટંક સ્થળ સૂચક નથી.

રાજપૂતાના વિષે કાંઈ વધારે જાણવામાં નથી; એનો આંબો પણ પ્રગટ નથી.

હાલારમાં વત્સગોત્રની સંખ્યા ૧૯૭૨ માં ૫૮ ની હતી એ ઉપર કહ્યું છે; હાલમાં ૫૩ ની છે. હાલારના વત્સગોત્રીઓની એોડક ગોલાધર છે. આ એોડક પડવાનું કારણ વત્સગોત્રીઓ જૂના વખતમાં જૂનાગઢ પાસે ગોલાધર નામના ગામડામાં રહેતા એ છે. આ ગોત્રનો એક આંબો મળે છે જેમાં દશ પેઢીઓ છે; આ આંબામાં હાલારનાં વત્સગોત્રી ત્રણ કુટુંબનો સમાવેશ થતો નથી. વત્સગોત્રી પ્રશ્નોરાઓ હાલારમાં કે ગોલાધર નામના ગામમાં ક્યારે આવ્યા અને ક્યાંથી આવ્યા એ કાંઈ જાણવામાં નથી. પણ ૪૦૦ વર્ષથી તેઓ કાઠીઆવાડ ગુજરા-

તમાં વસે છે એમ માનવાનું કારણ છે. મંત્ર મહોદધિ નામના જ્યોતિષ ગ્રન્થના કર્તા, કાશીમાં વસતા પંડિત મહીધર વત્સગોત્રી અહિચ્છત્ર બ્રાહ્મણ હતા એમ એ પોતે કહે છે; આ કુટુમ્બ સાક્ષર હતું. મહીધરના પુત્ર કલ્યાણે બાલતંત્ર નામનો વૈદાનો ગ્રન્થ લખ્યો છે અને મહીધરના પૌત્રના પૌત્ર તર્કવાગીશ ભટ્ટાચાર્ય કવિ વેણીદત્તે રસતરંગિણીની રસિક રંજની નામની ટીકા લખી છે તથા અલંકાર ચંદ્રોદય નામનો ગ્રન્થ લખ્યો છે. આ ત્રણે વિદ્વાનો પોતાને વત્સગોત્રી અહિચ્છત્ર કહે છે. અને મહીધર ભટ્ટે તો પોતે સ્વદેશ છોડી કાશી આવેલા એમ સ્પષ્ટ કહ્યું છે:—

अहिच्छत्रो द्विजच्छत्रो वत्सगोत्रसमुद्भवः ।
आसीद्रत्नाकरो नाम विद्वान्ख्यातो धरातले ॥
तत्तनुजो रामभक्तः ... ... ।
महीधरस्तदुत्पन्नः संसारासारतां विदन् ॥
निजदेशं परित्यज्य गतो वाराणसीपुरीम् ॥

મહીધરનો આ નિજ દેશ તે કીયો એ કાંઈ સ્પષ્ટ સમજાતું નથી પણ કાઠીઆવાડમાં જૂનાગઢ પાસે કે ગુજરાતમાં બરવાળા કે ભોળાદ હોવું જોઇએ એમ સંભવ છે. આ મહીધર ભટ્ટના કુટુંબના દૈહિત્ર તરીકે પોતાને ઓળખાવતું માંડવ્યગોત્રનું એક પ્રશ્નોરા કુટુંબ હજી કાશીમાં વસે છે.

અહિચ્છત્ર વત્સગોત્ર વિષે સમગ્ર વિચાર કરતાં ગુજરાતમાંથી કોઈ કુટુમ્બ ગોલાધર નામના ગામડામાં આવી વસ્યું હશે એ અનુમાન સંભ-

વિત લાગે છે અને ત્યાંથી કાલક્રમે જુનાગઢ શહેરમાં આવ્યું હશે. જુનાગઢ ક્યારે આવ્યા તે જાણવામાં નથી પણ લગભગ ૨૦૦ વર્ષ પહેલાં ધનેશ્વર હરજી નામના ગોલાધર પ્રશ્નોરા પુરાણ અને જ્યોતિષના ધંધાવડે નિર્વાહ કરતા જુનાગઢમાં રહેતા હતા એટલું ચોક્કસ છે. તેને બે પુત્રો થયા. વિશ્વેશ્વર અને સદાશિવ. તેમાંથી વિશ્વેશ્વર જ્યોતિષનો ધંધો લઇને જુનાગઢમાં રહ્યા અને એમના કુટુંબમાં જો કે હાલમાં રા. રા. વૃંદાવનભાઈ વૈદું કરે છે છતાં જ્યોતિષવિદ્યા અને રાજ્યમાં પ્રતિષ્ઠા જળવાઈ રહ્યાં છે. એમના નાના ભાઈ સદ્‌ગત હરિદત્ત કાશીનાથ જોશી તો એક સારા જોશી તરીકે કાઠીઆવાડમાં પ્રખ્યાત હતા. બીજા પુત્ર સદાશિવ પુરાણનો ધંધો લઇને જામનગર આવ્યા, અને એ વખતે રાજ્ય જેવી જ સત્તાવાળી ગણાતી હવેલીનો આશ્રય શોધ્યો. એ વખતે જામનગરમાં ભારદ્વાજગોત્રી હાદાવેદા (ઝંડુ ભટ્ટજીના) કુટુંબનું જોર જામતું જતું હતું; એટલે એમણે પણ કાંઇક આશ્રય આપ્યો હશે.

આ સદાશિવ ભટ્ટના બે પુત્રો નારણજી અને વિદ્યાનંદ એ બન્નેની જુદી જુદી શાખાઓ હજી જામનગરમાં વસે છે. વિદ્યાનંદના વંશમાં સારા વિદ્વાન વૈષ્ણવો થયા છે, જેમાં રતન ભટ્ટની ભક્તિ અને વિદ્વત્તાની ઘણી વાતો સાંભળી છે. પ્રેમજી ભટ્ટે પણ પુષ્ટિ માર્ગમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી. વિદ્યાનંદના ભાઈ નારણજી ભટ્ટને પણ હવેલીનોજ આશ્રય હતો.

નારણજી ભટ્ટને બે પુત્રો હતા. મોટા ત્રીકમજી અને ન્હાના હરિશંકર. ત્રીકમજી ભટ્ટ સારા વિદ્વાન હતા અને હવેલીના મહારાજ બાણુરાયજીને ભણાવતા હતા; એમને બે પુત્રો હતા. હરિ ભટ્ટ તથા રામકૃષ્ણ

ભટ્ટ. હરિ ભટ્ટ જામનગરની હવેલીના એ વખતના મ્હારાજનો કારભાર કરતા તથા કથા પણ વાંચતા. અને રામકૃષ્ણ ભટ્ટ વ્રજનાથજી મ્હારાજ પાસે કથા વાંચતા; તેમને કાંઇ સંતાન ન હતું. હરિ ભટ્ટના બે પુત્રો એક હીરજી ભટ્ટ અને બીજા મહીધર ભટ્ટ. હીરજી ભટ્ટનો અભ્યાસ સામાન્ય હતો અને તેમને સંતાનમાં બે પુત્રીઓ હતી. મહીધર ભટ્ટ સારા શાસ્ત્રી હતા અને જામનગરમાં તથા રાજકોટમાં સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક તરીકે કામ કરતા. એમને એક પુત્ર હતો અને એક પુત્રી. પુત્રી પોપટ-વિઠ્ઠલજીને આપેલી અને પુત્ર-સદ્ગત જીવનરામ શાસ્ત્રી રાજકોટમાં પાઠ-શાળા, ટ્રેઇનીંગ કોલેજ, કીંગ કોલેજ વગેરેના સંસ્કૃત અધ્યાપક તરીકે પ્રખ્યાત હતા. એ વખતના કાઠીઆવાડના સંસ્કૃતજ્ઞ પંડિતોમાં જીવન-રામ શાસ્ત્રી એક અગ્રગણ્ય હતા. એમને ત્રણ પુત્રીઓજ થઇ; જેમાંથી બે હાલ હયાત છે. આ રીતે ત્રીકમજી ભટ્ટ નો વેલો સો સવાસો વર્ષ ચાલીને બંધ થઇ ગયો.

ત્રીકમજી ભટ્ટના નાનાભાઈ હરિશંકર મોટાભાઇ જેવા વિદ્વાન નહોતા પણ સાધારણ ભણેલા હતા. તેમને બે પુત્રો હતા. લીલાધર અને વિષ્ણુરામ. તેમાંથી વિષ્ણુરામને ઉમીઆશંકર અને કાળિદાસ બે પુત્રો થયા અને એક પુત્રી થઇ. પુત્રી હરિ વ્યાસને આપેલી; જેના રા. રા. પોપટ હરિ વ્યાસ વગેરે પાંચ પુત્રો હાલ હયાત છે. ઉમીઆશંકરભાઇ તથા કાળિદાસભાઇના પુત્રો તથા પૌત્રોનાં નામો આંબામાં છે.

લીલાધર ભટ્ટ જામનગરમાંજ વિઠ્ઠલભટ્ટજીનાં બેન જીજુબાને પરણ્યા હતા. જીજુબાનો સ્વભાવ ઉદાર, શાંત અને માયાળુ હતો. તેઓ ઘાટે ઠીંગણાં હતાં. લીલાધર ભટ્ટને પાંચ પુત્રો અને એક પુત્રી થઈ. આ પુત્રીને

કુંડલામાં સાંખ્યાયન ગોત્રી મયારામ ભટ્ટના પુત્ર પ્રભાશંકર (ગાંડાભટ્ટ) ભટ્ટને આપી હતી. જેને પ્રજામાં ચાર પુત્રો–ઉમીઆશંકર, હાથીભાઈ, વલ્લભદાસ અને પ્રભુલાલ તથા એક પુત્રી જયાકુંવર થયાં; આમાંથી હાલમાં એક હાથીભાઈ હયાત છે.

લીલાધર ભટ્ટ કથાવાર્તાથી નિર્વાહ કરતા. હવેલીનો જે આશ્રય મૂળ એમના પ્રપિતામહ સદાશિવ ભટ્ટને મળેલો તે ત્રણ કુટુંબમાં વહેંચાઈ જવાથી એની પેદાશ ઘટી ગઈ હતી. બીજો ગરાસ પહેલેથી ઝાઝો નહતો. કોળીથડ વગેરે બે ત્રણ ન્હાના ગામડામાં કથાનો હક્ક હતો. પણ એ ગામડાંયે ગરીબ એટલે એ માર્ગે પણ પેદાશ ઓછી. એમના નાના ભાઈ વિષ્ણુરામ ભટ્ટ પણ કાંઈ એવા સમર્થ નહિં. આ સ્થિતિમાં બ્હોળી પ્રજાવાળા લીલાધર ભટ્ટને કુટુંબનો નિર્વાહ કરવામાં ઘણીજ મુસ્કેલી પડતી. અતિશય ન્હાના ઘરમાં, અતિશય સાદાઇથી, ઘણોજ સંકોચ વેઠીને લીલાધર ભટ્ટજી ઘર ચલાવતા. છતાં ટેક એવો કે પોતે કોઈ દિવસ કરજ ન કર્યું કે જીજીબાએ પોતાનાં પીયરીયાં સુખી હોવા છતાં એની પાસે કોઇ દિવસ મદદ માગી નહોતી.

લીલાધર ભટ્ટ એ વખતના જામનગરના પ્રખ્યાત કેશવજી શાસ્ત્રી જેવા સંસ્કૃત ભાષાના વિદ્વાન નહોતા, રતનભટ્ટ જેવા વૈષ્ણવ ધર્મના નિષ્ણાત પંડિત નહોતા કે વિઠ્ઠલ ભટ્ટજી જેવા અથવા પ્રેમશંકર ગોકુળજી જેવા લોકરંજક ઉત્તમ પૌરાણિક નહોતા છતાં પણ ભાગવત સારૂં વાંચતા. એમની પુરાણી તરીકે ખ્યાતિ પણ ઠીક હતી. એમણે રાજકોટમાં નાનીબા પાસે સપ્તાહ કરી ત્યારે સપ્તાહની પૂર્ણાહુતિને દિવસે હાથીની અંબાડી ઉપર બેસી ગાજતેવાજતે રાજકોટમાં ફર્યા હતા; તથા

લીંબડીના કારભારી ચતુર્ભુજ ધ્રુવ સાથે ઝાલાવાડ જઇ સમાહ કરી મોટી પ્રતિષ્ઠા મેળવી હતી.

લીલાધર ભટ્ટના પાંચ પુત્રોમાં મોટા દયારામભાઇ વિ. સં. ૧૮૮૨ માં જન્મ્યા હતા, નાની ઉમ્મરથી ગાંડા થઇ ગયા હતા, અને એમના બે પુત્રો ગોપાળજીભાઇ અને મૂળશંકરભાઈ દાદાના હાથમાંજ ઉછર્યા હતા. દયારામભાઇથી નાના રેવાશંકરભાઈ વિ. સં. ૧૮૮૫ માં જન્મ્યા હતા, વિશેષ ભણ્યા નહોતા, પણ એમણે પરંપરાનો ધંધો ઉપાડી લીધો હતો. તેઓ સ્વભાવે ભોળા અને ગરીબ હતા વળી સ્થિતિ ગરીબ હોવા છતાં પણ એમના સ્વભાવમાં ભોળપણવાળી ઉદારતાનો વાસ હતો. પાછળથી બીજા ભાઇઓ તથા ભત્રીજાઓ બ્હાર ગામ રહેવા માંડ્યા ત્યારે લીલાધર ભટ્ટના કુટુંબ ઉપર ભક્તિવાળા ગ્રહસ્થો રેવાશંકર ભટ્ટને આશ્રય આપતા. આથી કુટુંમ્બ નિર્વાહ ચાલ્યા કરતો પણ સ્થિતિ ખાસ સુધરી ન હોતી છતાં, કોઈ અનાથ, દીન રોગી સાધુને દેખે તો દયાર્દ્ર થઈ જઈ આ ભોળા બ્રાહ્મણ જાતે સીધો આપી આવે કે ખાવાનું આપી આવે એમ એમના છેલ્લા દિવસો સુધી જોયું હતું. એમને બે પુત્રો થયા જેમાંથી મોટા કેશવલાલભાઇ હાલ હયાત છે.

રેવાશંકરભાઇથી નાના આદિત્યરામ ( ઉર્ફે ગલારામભાઈ ) સારા વિદ્વાન હતા. અને જેતપુરની સંસ્કૃત પાઠશાળામાં ઘણા વર્ષ સુધી શાસ્ત્રી તરીકે રહ્યા હતા. એમનો સ્વભાવ મોસાળને વધારે મળતો ઉદાર હતો; વળી તેઓ ઝંડુભટ્ટજીથી ઉમ્મરમાં કાંઇક ન્હાના હોવા છતાં એના મિત્ર હતા, એમની સાથે ફરતા, જામનગર હોય ત્યારે ઘણીવાર

એમની સાથે રહેતા, અને એમના વિચારોને અનુમોદન આપતા. ઝંડુ ભટ્ટજીએ એમને ૧૯૨૨-૨૩માં રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી સાથે મુંબઇ પણ મોકલેલા. આ આદિત્યરામભાઈ ન્હાની ઉમ્મરમાં ગુજરી ગયા. એમને કાંઇ પ્રજા નહોતી. એથી નાના કેવળરામભાઈ વિ. સં. ૧૮૯૫માં જન્મ્યા હતા, અને ૧૯૭૦માં ગુજરી ગયા. એમની ટુંકી હકીકત એમણે રચેલા રાસોલ્લાસ ચંપુની શરૂઆતમાં આપી છે. છેલ્લા નંદરામ ભાઇએ ગોંડલમાં તથા ખંભાળીઆમાં કન્યા-શાળામાં ગુજરાતી શિક્ષક તરીકે નોકરી કરી હતી. તેઓ સૌથી ન્હાના હોવાથી કુટુંબનો બોજો તથા સંકોચ એમને વેઠવો પડયો ન હતો. નંદરામભાઇએ ગુજરાતીનો એ વખતના પ્રમાણમાં અભ્યાસ કર્યો હતો. તેઓ માસિકોમાં લેખો લખતા, કવિતાઓ રચતા તથા છાપાંઓ પણ વાંચતા. સ્વભાવે શાંત, ઉદાર અને નરમ હતા. વિ. સં. ૧૯૫૬માં સાવરકુંડલામાં એમનો દેહ કોલેરાથી પડી ગયો. એમને ત્રણ પુત્રીઓ જ થઇ હતી.

**મૂળશંકર દયારામનો જન્મઃ**—લીલાધર ભટ્ટના મોટા પુત્ર દયારામભાઈ સાવરકુંડલે ભાર્ગવગોત્રી મેતા કાનજી વાલજીની પુત્રીને પરણ્યા હતા. તેથી એમને બે પુત્રો—ગોપાળજીભાઇ તથા મૂળશંકરભાઇ થયા. ગોપાળજીભાઇનો જન્મ વિ. સં. ૧૯૧૧માં થયો હતો. અને મૂળશંકરભાઇનો જન્મ વિ. સં. ૧૯૧૭ના માગશર સુદ એકમે થયો હતો. આ બન્ને ભાઇઓ ખરી રીતે દાદા અને મોટીબાની સંભાળ નીચે ઉછર્યાં હતા;

**મૂળશંકરભાઇનો બાલ્યકાળઃ**—મૂળશંકરભાઇએ પોતાનો બાલ્યકાળ કેવી રીતે ગાળ્યો, એ વખતના એમના ભાઇબંધો કોણ

કોણ હતા, કેવી રમતો એમને પ્રિય હતી વગેરે કાંઇજ જાણવામાં નથી. સાધારણ રીતે એમનો સ્વભાવ ન્હાનપણથીજ એકલવાયો હોવાથી એમને બહુ મિત્રો નહિં હોય કે તેઓ બહુ રમતો નહિં રમ્યા હોય એ સમજી શકાય એવું છે. એમના બાલ્યકાળનો વિચાર કરતાં ખરી રીતે એ સમયમાં એટલે ૧૯૨૨–૨૩ થી ૧૯૩૨–૩૩ સુધીના સમયમાં, જામનગરની પ્રશ્નોરા જ્ઞાતિની તથા લીલાધરભાઇના કુટુંબની સ્થિતિ ટુંકામાં અવલોકવાથી કઇ અસરો નીચે એમનો સ્વભાવ ઘડાયો તે સહજ સમજાશે.

વિ. સં. ૧૯૧૭ માં મૂળશંકરભાઇનો જન્મ થયો અને ૧૯૧૮ માં વિઠ્ઠલભટ્ટજી ગુજરી ગયા. ૧૯૧૯ માં વિઠ્ઠલભટ્ટજીની વર્ષીમાં ઝંડુભટ્ટજીએ જ્ઞાતિનો કલેશ દૂર કરી, લ્હાણું ચાલુ કરી પ્રશ્નોરા જ્ઞાતિમાં પોતાનું અપૂર્વ સ્થાન દેખાડી આપ્યું; અને ૧૯૨૦ માં જામનગરમાં રસશાળાની સ્થાપના કરી. આ રીતે ઝંડુભટ્ટજીનો જ્ઞાતિમાં, શહેરમાં, અને રાજ્યમાં આ વખતે પ્રભાવ વધતો જતો હતો. આ વખતથી તે ૧૯૫૪ માં ભટ્ટજીનો દેહ પડી ગયો ત્યાં સુધી જામનગર કાઠીઆવાડી વૈદક વિદ્યાનું કેન્દ્ર રહ્યું અને ઝંડુભટ્ટજીનું ઘર, રસશાળા તથા ઝંડુભટ્ટજી પોતે હાલારી પ્રશ્નોરાઓના મધ્ય બિંદુ રહ્યા. ખાસ કરીને જામનગરના પ્રશ્નોરાઓ તો ઝંડુભટ્ટજીને પૂછ્યા વગર ડગલું ન ભરતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જામનગરના જ્ઞાતિબંધુઓમાંના અનેકને ભટ્ટજીએ જાતે પ્રવૃત્તિ આપી, તો કેટલાકને પ્રવૃત્તિ દેખાડી, કેટલાકને દિશા દેખાડી, તો કેટલાકને નવી પ્રેરણા આપી.

આ વર્ષોમાં જામનગરમાં પ્રશ્નોરાઓનાં ૧૧–૧૨ ઘર હતાં. તેમાંથી સંગીતવિદ્યા પ્રવીણ વ્યાસજી આદિત્યરામજી જુના–

ગઢથી તરતમાં આવેલા, મેતા હીરજી જગજીવન ઝંડુ ભટ્ટજીના કુટુંબ સાથે સંબંધ થવાથી તથા મેતા છગનલાલ અમરજી પણ ભટ્ટજીના કુટુંબ સાથે સંબંધ થવાથી મકવાણેથી તાજાજ આવી જામનગરમાં રહ્યા હતા.*આ ૧૦-૧૨ કુટુંબોમાંથી માણસોની વસ્તી વધારે વિઠ્ઠલ ભટ્ટના અને લીલાધર ભટ્ટના બેજ કુટુંબોમાં અને વળી એ ભાઈ-બેનનાં કુટુંબ હોવાથી તેમજ ભટ્ટજીની મમતા જેવી પોતાના ભાઈઓ ઉપર તેવીજ લગભગ પોતાની ફૂઈનાં બાળકો ઉપર હોવાથી જ્ઞાતિમાં એવો દેખાવ થઇ ગયેલો કે જામનગરની જ્ઞાતિ એટલે વિઠ્ઠલજી ભટ્ટનું અને એની બેન જીજીબાનું કુટુંબ. જ્ઞાતિ ભોજનનો તો ખાસ દાખલો અપાતો કે આખી જ્ઞાતિ આવી ગઇ હોય તો પણ જ્યાં સુધી ૨૫ માણસો વિઠ્ઠલભટ્ટના ઘરનાં અને ૨૫ લીલાધર ભટ્ટનાં ઘરનાં ન આવે ત્યાં સુધી જ્ઞાતિમાં માણસોજ દેખાય નહિં. આર્થિક સ્થિતિમાં ભટ્ટજીનું ઘર સમૃદ્ધ અને લીલાધર ભટ્ટનું દરિદ્ર હોવા છતાં જ્ઞાતિની પ્રતિષ્ઠામાં બેય ઉંચી કક્ષાએ હોવાથી બન્નેનાં બાળકો વ્હેલાં વરી જતાં; અને એ વખતના રિવાજ પ્રમાણે ૧૧થી ૧૪-૧૫ વર્ષ સુધીમાં તો પરણી જતાં. આ કારણથી ઉપર કહેલ સમય દરમ્યાન ઝંડુભટ્ટજી વગેરે પાંચે ભાઇઓ પરણેલા હતા તથા એના પુત્રોમાંથી

* જામનગરમાં એ વખતે—૧૯૨૨ થી ૩૨/ના અરસામાં નીચે પ્રમાણે ઘર હતાં. ૧. વિઠ્ઠલ ભટ્ટનું ઘર, ૨. લીલાધર ભટ્ટનું ઘર, ૩. વિષ્ણુરામ ભટ્ટનું ઘર, ૪. પ્રેમજી ભટ્ટનું ઘર, ૫. મહીધર ભટ્ટનું ઘર, ૬. ચતુર્ભુજ ભટ્ટનું ઘર, ૭. પ્રેમશંકર ગોકુળજીનું ઘર, ૮. જીવનરામ ગોવિંદરામનું ઘર ૯. આદિત્યરામ વ્યાસનું ઘર, ૧૦. મેતા હીરજી જગજીવનનું ઘર ૧૧. મેતા છગનલાલ અમરજીનું ઘર, ૧૨. જેઠા ભટ્ટનું ઘર.

પણ એ પરણેલા હતા. એજ રીતે લીલાધર ભટ્ટજીના પાંચે પુત્રો પરણેલા હતા અને પૌત્રમાંથી પણ ત્રણ પરણેલા હતા. વળી બન્ને કુટુંબની દીકરીઓ, કોઇ કોઈ ભાણેજ અને એકાદ જમાઈ પણ જામનગરમાં હોવાનો સંભવ ખરો. પણ આથી વિરૂદ્ધ કુટુંબનો એક જથ્થો ત્રુટવાની ગતિપણ આ વખતમાંજ શરૂ થયેલી. ૧૯૧૮ પ્હેલાં પણ મણિશંકર વિઠ્ઠલજી જામનગર બ્હાર વૈદું કરવા ગયેલા ખરા પણ ૧૯૨૨-૨૩ પછી તો બન્ને કુટુંબોનાં બાળકોમાંથી વધારે વધારે સંખ્યામાં બ્હાર જવા માંડયા. અને આજે સ્થિતિ એવી આવી છે કે વિઠ્ઠલ ભટ્ટના પાંચ પુત્રોમાંથી એક ઝંડુભટજીના પુત્રજ[1] જામનગરમાં વસે છે, જ્યારે લીલાધર ભટ્ટના એક પૌત્ર[2] પોતાના ભત્રીજા સાથે તથા એક પુત્રની અપુત્ર વિધવાજ (વજીબાઇ) જામનગરમાં વસે છે. બાકીના બધા છુટા છુટા બ્હાર ગામ ધંધાર્થે વસે છે.[3]

---

૧ એમના પૌત્ર જુગતરામ ભાઇ તો મુંબઈ રહે છે અને સપત્નીક વિલાયત જઈ આવ્યા છે

૨ કેશવલાલ રેવાશંકર, લક્ષ્મીપ્રસાદ કૃપારામ સાથે જામનગરમાં રહે છે,

૩ જામનગરમાં એ વખતે વસતાં ઉપર ગણાવેલાં કુટુંબોમાંથી ઘણાંની સ્થિતિ એવીજ છે. વિષ્ણુરામ ભટ્ટના કુટુંબમાંથી એમના બે પુત્રોમાંથી એકનું કુટુંબ જામનગરમાં છે અને બીજાનું મુંબઈ વસે છે; પ્રેમજીભટ્ટનું આખું કુટુંબ મુંબઈમાંજ છે. ચતુર્ભુજભટ્ટના કુટુંબમાં કોઈ નથી. આદિતરામ વ્યાસના બે પુત્રોમાંથી એક પુત્રની વિધવા પોતાનાં બાળકો સાથે કુંડલામાં રહે છે; પ્રેમશંકર ગોકુળજી અને જીવનરામ ગોવિંદરામનાં કુટુંબોમાંથી કોઇ જામનગરમાં નથી; જેઠાભટ્ટના કુટુંબનું પણ કોઇ જામનગરમાં નથી

જ્ઞાતિની વાત થઈ ગઈ, હવે મૂળશંકરભાઈના બાલ્યકાળના વખતની કુટુંબની સ્થિતિ જોઇએ.

લીલાધર ભટ્ટને કાંઈ ગરાસ ન્હોતો અને પુરાણની આવક ઘણી ઓછી હતી, જ્યારે કુટુબમાં માણસોની સંખ્યા મોટી હતી. આવી સ્થિતિમાં ઘરનાં સહુ માણસોને બહુ સંકોચથી રહેવું પડતું.

આજથી પચાસ વર્ષ પ્હેલાં વસ્તુઓની-ખોરાકી કપડાંની સોંઘારત ઘણી હતી. એક રૂપીઆનું ચાર થી પાંચ શેર ઘી મળતું, ૧૫ થી ૨૦ શેર ઘઉંનો લોટ મળતો. આજ પ્રમાણે બધી વસ્તુઓનું સમજી લેવું. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી વિ. સં. ૧૯૨૦માં કચ્છથી મુંબઇ જતા હતા ત્યારે એમને વઢવાણમાં રૂપિયાનું ત્રણ શેર ઘી મળતું હતું તે ઘણુંજ મોંઘું લાગેલું. આવી સોંઘારત અને એ વખતની સાદી ઓછી જરૂરિયાતવાળી મહેનતુ જીંદગી એટલે બહુ થોડી આવક હોવા છતાં નિભાવ થઈ શકતો.

આવા વખતમાં ગામડાનું સાદું જીવન છોડીને શહેરનું નાગરિક જીધન વધારેને વધારે લોકપ્રિય થતું જતું હતું. પ્રશ્નોરાઓને નાગરિક જીવનનો મોહ લાગ્યો હતો, ગરીબાઇ અપ્રિય થતી જતી હતી. દેશ સમગ્રની આર્થિક પરિસ્થિતિએ ગામડાં છોડી શહેરોમાં ધંધા શોધવાની બ્રાહ્મણોને ફરજ પાડી હતી. આ કારણથી આર્થિક ઉત્કર્ષ કરવા માટે પ્રશ્નોરાઓએ બીજા ધંધાઓ શોધવા માંડયા હતા. લીલાધર ભટ્ટના કુટુંબમાં વૈદાંની પરંપરા ન હોતી અને પુરાણમાં તો કાંઇ પેદાશ ન હોતી એટલે જરા વધારે મનોબળવાળા આદિત્યરામ લીલાધર તથા કેવળરામ લીલાધર સારી રીતે સંસ્કૃત

ભણીને કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાં નવી નીકળવા માંડેલી સંસ્કૃત પાઠશાળામાં શાસ્ત્રીની નોકરી શોધવા નીકળ્યા. રાજકોટ, ભાવનગર અને બેટ દ્વારકાંમાં સંસ્કૃત ભણાવવા માટે થોડો વખત રહ્યા પછી વિ. સં. ૧૯૨૪ માં કેવળરામ લીલાધર ગોંડલની સંસ્કૃત પાઠશાળામાં શાસ્ત્રી તરીકે કાયમ માટે રહ્યા અને આદિત્યરામ લીલાધર પ્હેલાં ઝંડુભટ્ટજીના ખાતામાં રહેતા અને પછી જેતપુર પાઠશાળામાં રહ્યા.

મૂળશંકર ભાઇના બાલ્યકાળમાં લીલાધર ભટ્ટના ઘરની સ્થિતિ એવી હતી કે ઘી દૂધ મોજશોખમાં ગણાતાં. આ વખતમાં હજી ગામડાંઓએ ઘી દૂધનો સંકોચ અનુભવ્યો ન હોતો. ગામડાંમાં જેઓ ઘેર ગાય કે ભેંસ રાખતા તેઓને ઘી દૂધનો કાંઇ હિસાબ ન હોતો. દૂધ તો રૂપીઆનું ૫૦—૬૦ શેર શહેરોમાં મળતું અને ગામડામાં તો વેંચવાનો રિવાજ ન હોતો. આવા સોંઘારતના વખતમાં પણ શહેરોમાં કેટલાંક ખાનદાન કુટુંબો એવી દરિદ્ર હાલતમાં આવી જતાં કે ઘરનાં બાળકોને પણ દૂધ ભાગ્યેજ આપી શકે.

કુટુંબની આવી સ્થિતિમાં કુટુંબનાં સર્વ જનોના મન ઉપર એવા સંસ્કારો બેઠા કે ગમે તે સ્થિતિમાં રહેવું, ગમે તે મુસ્કેલી વેઠવી પણ કરકસરથી રહેવું. મૂળશંકરભાઈ આ વાતાવરણમાં ઉછર્યા હતા; એમાં મોટા થયા અને પોતે પણ પોતાનો તથા પોતાના કુટુંબનો નિર્વાહ આજ ધોરણે કર્યો.

મૂળશંકર દયારામના મોટા ભાઇ ગોપાળજી દયારામ ઘરમાં બે કાકાઓ પાસે તથા મહીધર ભટ્ટપાસે સંસ્કૃત ભણ્યા અને પછી તરતજ ઝંડુ ભટ્ટજીના ખાતામાં તથા બીજે જ્યાં મળ્યું ત્યાં ધંધે ચડી ગયા.

ગોપાળજી દયારામ વિ. સં. ૧૯૨૫ માં ૧૪ વર્ષની ઉમ્મરે પરણ્યા હતા. અને મૂળશંકર દયારામ ૧૯૨૯ માં પોતાની ૧૧ વર્ષની ઉમ્મરે સાવરકુંડલે પ્રજારામ અમરજીને ઘેર પરણ્યા.

પણ એ વખતમાં પરણવાથી પરણનારની જીંદગીમાં કાંઈ ફેરફાર થતો નહિં. વિશાળ કુટુંબમાં પુત્ર વધૂ સાસુના તાબામાં અને આશરા હેઠળ રહેતી. પતિને માથે એનો ભાર ઘણાં વર્ષો સુધી નહોતો પડતો. મૂળશંકરભાઇને તો હજી ઉદાર કુટુંબ વત્સલ પિતામહીનો આશ્રય હતો. એટલે એમની જીંદગી પ્હેલા પ્રમાણેજ ચાલ્યા કરી. એમનો સ્વભાવ બહુ રમતિયાળ નહોતો. તેઓ ગુજરાતી નામનું ભણ્યા હશે પણ પછી તરતજ જામનગરના પ્રખ્યાત કેશવજી શાસ્ત્રીજી પાસે સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો.

આ વખતમાં જામનગરમાં કેશવજી શાસ્ત્રી સંસ્કૃત અધ્યાપક તરીકે પ્રખ્યાત હતા. કદાચ કાઠિયાવાડમાં એવો બીજો સંસ્કૃતજ્ઞ પંડિત નહિં હોય. સદ્ગત મહામહોપાધ્યાય શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે કેશવજી શાસ્ત્રી પાસેજ સંસ્કૃત અભ્યાસ કર્યો હતો. એ વખતે ઝંડુ ભટ્ટજીના નાનાભાઈ જટાશંકર વિઠ્ઠલજી પણ કેશવજી શાસ્ત્રી પાસે સંસ્કૃત ભણતા હતા. સદ્ગત શંકરલાલ શાસ્ત્રી ઉપર સરસ્વતીની કૃપાદૃષ્ટિ પૂરેપૂરી ઉતરી, તેઓ શીઘ્ર કવિ તરીકે પ્રખ્યાત થયા, અને એમણે અપૂર્વ ગુરૂભક્તિથી તથા ગાઢ મિત્રપ્રીતિથી પોતાના ગુરૂ કેશવજી શાસ્ત્રીને તથા મિત્ર જટાશંકર વિઠ્ઠલજીને પોતાનાં નાટકોની પુષ્પિકાઓમાં અમર કર્યા.

મૂળશંકરભાઇના વખતમાં મહા મહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઇ હરિશંકર તથા સદ્ગત પ્રાણાચાર્ય પ્રાણશંકર પ્રેમશંકર એમના સહાધ્યાયી

હતા. કેશવજી શાસ્ત્રીજીના દેહાંત પછી ધીમે ધીમે જામનગરમાં, કાઠીઆવાડમાં તથા કાઠીઆવાડના એક પ્રખર પંડિત તરીકે હિંદુસ્થાનના બીજા ભાગોમાં રા. રા. હાથીભાઈ શાસ્ત્રીએ ઘણી પ્રતિષ્ઠા મેળવી છે. એમની પછી જામનગર કે કાઠીઆવાડની સંસ્કૃત વિદ્યાની કીર્તિ જાળવી રાખે એવો કોઇ સંસ્કૃત પંડિત કાઠીઆવાડમાં દેખાતો નથી.

મૂળશંકરભાઇએ પણ કેશવજી શાસ્ત્રી પાસે સારો અભ્યાસ કર્યો, વ્યાકરણમાં તો સદ્ગત પ્રાણશંકર પ્રેમશંકર કરતાં વધારે અને હાથીભાઈ શાસ્ત્રી જેટલોજ હશે. પણ એમની જીભ થોથરાતી અને સ્વભાવ સંકોચવાળો—આગળ પડતો તથા ઉત્સાહ સંપન્ન નહિં એટલે બહુ બ્હાર આવી શકયા નહિં, પણ જેઓ સમજતા તેઓના કહેવા પ્રમાણે એમનો અભ્યાસ ઘણો સારો હતો. જે હાલારી જ્ઞાતિમાં છેલ્લાં સો વર્ષમાં ચતુર્ભુજ ભટ્ટ રતનભટ્ટ, માહેશ્વર ભટ્ટ, શંકરલાલ શાસ્ત્રી મહીધર શાસ્ત્રી, પ્રેમજી ભટ્ટ, ગલારામ શાસ્ત્રી, કેવળરામ શાસ્ત્રી, જીવનરામ શાસ્ત્રી, હરિદત્ત શાસ્ત્રી, છગન શાસ્ત્રી, પ્રાણશંકર શાસ્ત્રી પ્રભુલાલ શાસ્ત્રી, વગેરે સારા સંસ્કૃતજ્ઞ પંડિતો થઇ ગયા તેમાં પણ મૂળશંકરભાઇનો સંસ્કૃતજ્ઞ તરીકેનો દરજ્જો ઉંચો હતો અને હવે તો એ પંક્તિમાં ખરતા જતા એકાદ બે સિવાય કોઇ નથી અને નવા કોઈ થાય એવો સંભવ નથી.

મૂળશંકરભાઇએ પાઠશાળાનો નિયમિત અભ્યાસ પૂરો કર્યો પણ અભ્યાસ ચાલુ રાખ્યો હતો અને નવું નવું વાંચ્યા કરતા તથા નવા નવા વિષયોનું પરિશીલન કર્યા કરતા. સંસ્કૃત ભાષા

ઉપર એમનો કાબુ પણ સારો હતો. સંસ્કૃત ગદ્ય તથા પદ્ય સારૂ લખી શકતા. એમની સંસ્કૃત લખવાની શૈલી પણ સમાસ કે શ્લેષ પ્રચુર ગૌડીશૈલી ન હોતી, પણ પ્રાસાદિક મધુર સરલ શૈલી હતી. એમણે રસેશ ધર્મ સંબંધી જે સૂત્રો રચી આપ્યાં હતાં તે જોવાથી એમની ગદ્ય શૈલીની ખુબી સમજાશે. અને એમની કોઈ કોઈ સંસ્કૃત કવિતા વાંચતાં તો પ્રાચીન સરલતાનો આભાસ થાય છે. ક્વચિત્ અર્થ ગંભીરતા પણ છે. પરંતુ શોકની વાત એટલી છે કે એમણે ઝાઝું લખ્યું નથી. એમના ગુરૂ બન્ધુ શંકરલાલ માહેશ્વરે જે નિઃસ્પૃહતાથી અને જે ઉત્સાહથી આખું જીવન અક્ષર સેવામાંજ ગાળ્યું તે ઉત્સાહ કે તે નિઃસ્પૃહતા મૂળશંકરભાઈનામાં વાસ્તવિક રીતે આખા ગોલાધર કુળમાં ન હોતાં. ગોલાધર કુળના અનેક શાસ્ત્રીઓમાં સંસ્કૃત લખવાની શકિત હતી પણ જેમાંથી અર્થ પ્રાપ્તિનો સંભવ ઘણો ઓછો એવી પ્રવૃત્તિ તરફ આકર્ષણજ નહિં. ઉપર જે આર્થિક સ્થિતિનું વર્ણન કર્યું છે તે સ્થિતિ આવી વૃત્તિ બંધાવામાં કારણભૂત ખરી. આ રીતે સાક્ષર જીવન માટે આવશ્યક નિઃસ્પૃહતાના અભાવ સાથે અક્ષર સેવા માટે તીવ્ર અભિલાષનો પણ અભાવ ખરો.

મૂળશંકરભાઈનો અભ્યાસના પ્રસંગમાં એમના ગુજરાતી જ્ઞાન વિષે પણ ઉલ્લેખ કરી લેવો જોઇએ. મૂળશંકરભાઇએ રીતસર ગુજરાતી અભ્યાસ તો થોડો કર્યો હશે; જો કે એ વખતમાં જામનગરમાં ગુજરાતી ભણવાની સગવડ હતી. પ્રશ્નોરાઓએ પણ શરૂઆત કરેલી.[1] એમનાજ

---

૧ વિ સં ૧૯૦૦ પ્હેલાં જન્મેલા ઘણાખરા વૃદ્ધોને તો ગુજરાતી લિપિજ ન આવડતી એમનો ગુજરાતી અક્ષરોને વણાક પણ છેવટ સુધી દેવનાગરીને મળતો થતો

કાકા નંદરામ લીલાધર પાછળથી કન્યાશાળામાં શિક્ષક થયા એટલું ભણ્યા હતા. ઇંગ્રેજીની પણ જામનગરમાં શરૂઆત થયેલી. જામનગરમાંથી પ્હેલા અંગ્રેજી ભણનાર વ્યાસ લક્ષ્મીદાસ આદિત્યરામ એમના સમવયસ્ક હશે. પણ હજી ગોલાધરોમાં ઇંગ્રેજીએ પ્રવેશ કર્યો ન હતો, અને મૂળશંકરભાઇએ થોડું ગુજરાતી શીખીને તરત સંસ્કૃત અભ્યાસ શરૂ કરેલો છતાં તેઓ ગુજરાતી સારૂં લખી શકતા. એમના પત્રો સદ્ગત પ્રભુલાલ પ્રભાશંકરના પત્રો પેઠે સાહિત્ય યોગ્ય શૈલીમાં લખેલા વાંચીને કોઇપણ રસજ્ઞ વાંચનાર એમજ માની લે કે આ પત્ર લખનાર સારો લેખક હશે. છતાં મૂળશંકરભાઇએ સ્વતંત્ર રીતે વિશેષ લખ્યું નથી. માત્ર વેદ ધર્મ સભાના માસિક વેદ ધર્મ પ્રકાશમાં કેટલાક લેખો લખેલા તથા વેદ ધર્મ સભાએ પ્રગટ કરેલા યોગવાસિષ્ઠના ભાષાંતરનો કેટલોક ભાગ એમનો લખેલો છે.

મૂળશંકરભાઇએ નિયમિત અભ્યાસ છોડી દીધા પછી સંસ્કૃત-વાંચવાનું ચાલુ રાખ્યું હતું એ કહ્યુંજ છે. તેઓ જીંદગીની શરૂઆતમાં જામનગરમાં રહ્યા તે દરમીયાન ઝંડુભટ્ટજીના પરિચયમાં બહુ આવ્યા હતા. અને થોડો વખત રસશાળામાંજ નોકર રહ્યા હતા. ઝંડુભટ્ટજી વિદ્વાનોને બહુ શોધ્યા કરતા તેમાં પણ જ્ઞાતિમાં અથવા જામનગરમાં પોતાના સગામાં કોઇ વિદ્વાન પાકે તો ઝંડુભટ્ટજી એને પોતાની પાસે રાખી લેવા બહુ પ્રયાસ કરતા. મૂળશંકરભાઇને પણ રસશાળામાં કાયમ માટે રાખવાની ઝંડુભટ્ટજીની કેવી તીવ્ર ઇચ્છા હતી એ ઝંડુભટ્ટજીના પત્રો ઉપરથી દેખાય છે. (જુઓ ઝંડુભટ્ટજીનું ચરિત્ર પા. ૬૮ થી ૭૨). પણ આ ઇચ્છા પાર ન પડી અને મૂળશંકરભાઈ કચ્છ ગયા. પરંતુ

ભટ્ટજી સાથેના સમાગમથી મૂળશંકરભાઇને યોગસૂત્રને તથા મહાભારતને શોખ લાગ્યો. મહાભારતમાંથી સંપ વિષેના તથા બીજા ઉન્નત વિચારો એકઠા કરવાનું ભટ્ટજીએ મૂળશંકર ભાઇને કહેલું અને એમણે એ માટે મહાભારત ઝીણવટથી વાંચ્યું હતું. મૂળશંકરભાઇએ પાછળથી વ્યાકરણના અભ્યાસ વધાર્યો હતો તથા વેદાંતનું પરિશીલન ખૂબ કર્યું હતું. વેદાંતના મોટા મોટા ઘણા ખરા ગ્રન્થો એમણે વાંચ્યા હતા. છેવટ સુધી યોગવાસિષ્ઠ તો તેઓ વાંચ્યા કરતા.

મૂળશંકરભાઈની સ્મરણશકિત બહુ સારી હતી. તેઓ જે ગ્રંથ વાંચતા તેમાંથી સુંદર શ્લોકો યાદ રાખી લેતા. દરેક પ્રસંગના વિવિધ પદ્ય રત્નો તેમને યાદ હતાં. આ પદ્ય રત્નોનો સંગ્રહ કર્યો હોત તો બહુ વાંચવા લાયક થાત.

મૂળશંકરભાઇના અભ્યાસ ને વાંચન વિષે એક સાથે બધું કહી લીધું. હવે એમના જીવનનો ક્રમ ટુંકામાં જોઇએ. તેઓ ૧૯૨૯માં ૧૨ વર્ષની ઉમ્મરે પરણ્યા હતા તે તો કહ્યુંજ છે. પરણ્યા પછી ૧૯–૨૦ વર્ષની ઉમ્મર સુધી જામનગરમાંજ અભ્યાસમાં ધ્યાન આપતા પણ એ વખતમાં કુટુંબની સ્થિતિની અસર એમના મન ઉપર થયા કરતી અને કયારે ધંધો લઈ સ્વતંત્ર થવાય એ ઝંખના રહ્યા કરતી. અભ્યાસ પૂરો થયા પછી બે ત્રણ વર્ષ સુધી જામનગરમાં રહીને ઝંડુ ભટ્ટજીએ બતાવેલું કેટલુંક કામ એમણે કર્યું હશે પણ એ વિષે ચોક્કસ માહિતી મળતી નથી. છેવટ ૧૯૪૦–૪૧માં ૨૩–૨૪ વર્ષની ઉમ્મરે તેઓ કચ્છ નારાયણ સરોવરમાં તે સ્થાનના બ્રહ્મચારીએ નવી ઉઘાડેલી પાઠશાળામાં શાસ્ત્રી તરીકે રહ્યા. આ નારાયણ સરોવર કચ્છમાં એક

તીર્થસ્થાન છે અને ત્યાં કચ્છના એક શ્રીમન્ત લુવાણાએ સંસ્કૃત પાઠશાળા મંદિરના બ્રહ્મચારીઓને અને સાધુઓનાં તથા બ્રાહ્મણોનાં બાળકોને સંસ્કૃત ભણાવવા માટે ઉઘાડી હતી. મુખ્ય બ્રહ્મચારી સજ્જન હતા. અને નારાયણ સરોવર એકાંત સ્થળમાં ન્હાનું ગામડું હોવાથી મૂળશંકરભાઇને એકાંતમાં શાંતિ હતી. વળી પ્રસિદ્ધ તીર્થસ્થાન હોવાથી કોઇ વખત સારા વિદ્વાન સાધુઓનો સમાગમ પણ થતો. તેમ પરચુરણ સીધાં વગેરેની પેદાશ પણ થતી. આ રીતે નારાયણ સરોવરમાં પ્હેલી પચ્ચીશીમાં મૂળશંકરભાઇ સંતોષથી અને શાંતિથી પણ ઘણી કરકસરથી રહેતા હતા. આ કરકસર એમનાં પત્નીને તથા સંતાનને કેટલી ખુંચતી હશે એ આટલા કાળને અંતરે કહેવું કઠણ છે પણ એ વખતનાં માણસોના કહેવા પ્રમાણે કોઇ કોઇ વખત કરકસરની હદ ઓળંગી જતાં પત્ની તથા સંતાનને ઘણું કષ્ટ વેઠવું પડતું.

નારાયણ સરોવર ગયા પ્હેલાં મૂળશંકરભાઇની જીંદગીમાં એક મોટો પ્રસંગ બની ગયેલો. વિ. સં. ૧૯૪૦ માં દોઢ મહિનાનો પુત્ર મુકી એમનાં પત્ની અકસ્માતથી કુવે પાણી ભરતાં સીંચણીયું પગમાં ભરાઇ જવાથી કુવામાં પડી જઇને ગુજરી ગયાં. આ પ્હેલા આઘાતની અસર મુળશંકરભાઇના મન ઉપર ઘણી થઈ; એમના નબળા મનને એટલો ધક્કો લાગ્યો કે તેઓ ઘેલા જેવા થઈ ગયા. કેટલાકને તો એમજ લાગેલું કે એમને પિતાની ઘેલછાનો વારસો મળ્યો. પણ ધીમે ધીમે એમનું મન ઠેકાણે આવ્યું અને તેઓ પાછા નારાયણ સરોવર ગયા. વળી એમના સસરા પ્રજારામ અમરજીને આ ગરીબ બ્રાહ્મણ ઉપર

દયા આવી. પોતાના દૌહિત્રને એની માશી જેવી રીતે સાચવશે એવી રીતે બીજું નહિં સાચવે એમ ગણીને સૌજન્યથી પોતાની બીજી પુત્રી મૂળશંકરભાઇને આપી. આ રીતે ફરી એમનો ગૃહ સંસાર મંડાયો અને તેઓ નારાયણ સરોવરમાંજ કાયમ થયા. નારાયણ સરોવરમાં લગભગ ૧૪ વર્ષ મુળશંકરભાઇ રહ્યા હશે. એટલા વખતમાં એમણે કચ્છના અધિકારીઓની, કચ્છ આવતા જતા વિદ્વાનોની તથા પોતાના વિદ્યાર્થીઓની સારી પ્રીતિ મેળવી હતી. દાખલા તરીકે એ વખતના કચ્છના બે એજ્યુકેશનલ ઇન્સ્પેકટરોનાં સર્ટીફિકેટો નીચે આપ્યાં છે:—

"નારાયણ સરોવર સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક વે. શા. સં. શાસ્ત્રીજી મૂળશંકર દયારામ એમની સાથે તેમની શાળાની પરિક્ષાને પ્રસંગે તેમજ બીજે કેટલેક પ્રસંગે મારો પરિચય થયો છે. અને તેમની વિદ્વત્તા તથા સૌજન્યનો અનુભવ થતાં બહુ આનંદ થયો છે. તેમનું રચેલું એક સંસ્કૃત પુસ્તક કે જે હજુ પ્રસિદ્ધ થયેલ નથી, તે મારા વાંચવામાં આવતાં તેની ભાષાનું સરળતાયુકત માધુર્ય અને ખોટા આડંબરનો સંપૂર્ણ અભાવ તથા તેની સાથે ગૌરવ જોઈ મારૂં ચિત્ત બહુ પ્રસન્ન થયું હતું. એક ખરા વિદ્વાનમાં જેવાં લક્ષણો જોઇયે તેવાં શાસ્ત્રીજીમાં જોઈ તેમની ઓળખાણથી મને મોટો લાભ થયેલો માનું છું." કાર્તિક સુ. ૭ સાં. ૧૯૫૪ ના.

(સહી) વિઠ્ઠલજી કેશવજી દવે. બી. એ.

એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, કચ્છ.

---

૨. "આજ રોજ આ પાઠશાળાના વિદ્યાર્થીની સહજ પરીક્ષા મુખ પ્રશ્નથી લીધી. પાઠશાળામાં વિદ્યાર્થીની સંખ્યા પત્રક ઉપર તો સારી છે. પરંતુ તેમાંના કેટલાક રજા વગેરે સબબથી ગેરહાજર હતા. હાજર વિદ્યાર્થી પૈકી એક સિદ્ધાંત કૌમુદીનો અભ્યાસક હતો. अजन्त નામના રૂપાખ્યાન તેણે પૂરાં કર્યાં હતાં. આ વિદ્યાર્થીના જવાબ બહુજ સંતોષકારક હતા. રૂપ પ્રકૃતિ પ્રત્યયાદિની યોજનાપૂર્વક સિધ્ધ કરવામાં, સૂત્ર લગાવવામાં અને તેના વ્યાખ્યાનમાં એ ઠીક કુશલ છે. ઉચ્ચાર શુધ્ધ, સ્વભાવ સુશીલ, વિદ્યાવિષે અભિયોગ દૃઢ જણાય છે. બીજા બે વિદ્યાર્થી લઘુકૌમુદી ભણનારા હતા. તેમનો અભ્યાસ अजन्त પુલ્લિંગ પર્યંત થયો હતો. એ બે તેમના વિષયમાં મધ્યમ ઉતર્યા. આ બેમાંથી એક રઘુવંશના પાંચ સર્ગ વાંચેલ છે તેમાં તેને તપાસતાં પરિણામ સંતોષકારક ઉતર્યો. બીજા વિદ્યાર્થીમાંથી ઘણો ભાગ પંચ પ્રકરણ શીખનારનો હતો. આ વર્ગના સર્વાંશે બરોબર ન આવ્યા; તો પણ એકંદરે વર્ગ ખોટો નથી ઉતર્યો. થોડાક સ્તોત્રપાઠ કરે છે. શાળામાં થયેલો અભ્યાસ સામાન્ય દૃષ્ટિએ બહુ સારો છે. શાસ્ત્રી મૂળશંકર પરિશ્રમ સારો લેતા જણાય છે. એઓ પોતે વિનીત ગંભીર અને વિદ્યા રસિક છે. એઓ કવિતા પણ કરે છે. તેમની કવિતા સરલ શુદ્ધ અને નીતિથી ભરેલી છે. તેમ તેની ભાષા પ્રૌઢ, શૈલી ઉજ્વળ અને રચના સુલલિત હોઇ મનને આનંદ ઉપજાવે છે. આવા નાના ગામમાં આવી સારી સ્થિતિમાં પાઠશાળા આવવાનું માન શાસ્ત્રી મૂળશંકરને છે. વિદ્યાર્થી એમને ચહાય છે. આવો ઉજ્વળ આરંભ પરિણામરમણીય થાય એવી અમારી પ્રાર્થના છે.

૧૦–૪–૯૮ } (સહી) કેશવ હર્ષદ ધ્રુવ.
નારાયણ સરોવર. } ઇ. એજ્યુકેશન ઇન્સ્પેક્ટર, કચ્છ.

નારાયણ સરોવર ( કચ્છ ) ના નિવાસ દરમિયાન વિ. સં. ૧૯૫૪ માં મૂળશંકરભાઈના મોટા પુત્ર અમૃતલાલનાં જામનગરમાં સદ્ગત પ્રાણશંકર પ્રેમશંકરને ઘેર એમની પુત્રી બેન મૂળી સાથે લગ્ન થયાં.

૧૯૫૬ માં જૂનાગઢની પાઠશાળાના એ વખતના પ્રખ્યાત શાસ્ત્રીજી હરિદત્ત કરૂણાશંકરનો પરલોકવાસ થયો અને મૂળશંકરભાઈએ જૂનાગઢની પાઠશાળામાં અધ્યાપક તરીકે નીમાવાનો પ્રયાસ આરંભ્યો. આ પ્રયાસ સફળ થયો; અને ૧૯૫૭ માં મૂળશંકરભાઇ જૂનાગઢ પાઠશાળાના મુખ્ય અધ્યાપક નીમાયા. આ રીતે નારાયણ સરોવરનો એમનો નિવાસ પૂરો થયો. જો કે કચ્છ જેવા દેશમાં એકલા રહેવું, એ બહુ ગમતી વાત ન હોતી છતાં મૂળશંકરભાઇના જીવનમાં સૌથી સુખી દિવસો નારાયણ સરોવરનાં-પાછલાં ૧૦–૧૨ વર્ષો હતાં. એ વખતે એમને જે આવક હતી તે એમને પોતાના કુટુંબની જૂની આવક સાથે સરખાવતાં વધારે લાગતી, એમાંથી પોતે કાંઇક બચાવી શકતા અને પોતાની સંસ્કૃત ભાષાના પંડિત તરીકે પ્રતિષ્ઠા જામી ગઈ હતી. આ સ્થિતિમાં એમને સંતોષ હતો.

નારાયણ સરોવર મૂકીને જૂનાગઢ આવવાથી એક લાભ એ થયો કે પોતે કુટુંબની નજીક આવ્યા અને જૂનાગઢ મોટું શહેર એટલે કમાણી તથા પ્રતિષ્ઠા મેળવવાના સંભવો વધારે, પણ પ્રારબ્ધની ગતિ વિચિત્ર છે. જૂનાગઢમાં રહેવા આવ્યા પછી મૂળશંકરભાઇ ઉપર એક પછી એક આફતો આવવા લાગી. પ્હેલાં તો એમનાં પત્નીનો સ્વર્ગવાસ થયો. પણ પુત્ર અને પુત્ર વધૂથી ઘર સંસાર નભ્યે જતો; એટલામાં મોટા પુત્ર અમૃતલાલને ક્ષયનો જીર્ણ લેણુ રોગ લાગુ પડયો. આ રોગ જ

એવો કે જેમાં બચવાની આશા ઓછી. પણ સદ્દગત પ્રાણશંકર પ્રેમશંકરે એને પોતાને ઘેર રાખી વૈદ્યરાજ શંકરપ્રસાદ ઝંડુ ભટ્ટજીની દવા કરાવવા માંડી. આ ઉપચાર પ્રસંગમાં શંકરપ્રસાદભાઈનાં ધૈર્યનાં, એમની ચિકિત્સા શૈલીનાં કે એમની ઉદારતાનાં વધારે વખાણ કરવાં તે કહેવું મુશ્કેલ છે. સારી ચાકરી સાથે એક વર્ષ સુધી અભ્રક, માલતી વગેરે મોંઘી દવાઓનું સેવન કરાવવાથી તબીયત સુધરવા લાગી, વજન વધવા લાગ્યું અને જેને પથારીમાં ફેરવવો પડતો તે એક માઈલ ચાલીને ફરવા લાગ્યો. સહુને આશા ઉત્પન્ન થઇ પણ પ્રારબ્ધગતિ જુદી હતી. એકાએક જામનગરમાં મરકી ફાટી નીકળી. ઇ. સ. ૧૯૬૦ માં જામનગરમાં મરકીએ જે ભયંકર કેર વરતાવ્યો હતો તે લાંબા વખત સુધી ભૂલાશે નહિં. એ વખતની મરકીએ અનેક કુટુંબોને પાયમાલ કરી દીધાં અનેક ઘરોને ઉજ્જડ કરી નાખ્યાં. આ મરકીએ શરૂઆતમાંજ, પોતાનાં પૂરાં જોર વખતે જ્યારે એનું ઝેર તીવ્ર રૂપમાં હતું ત્યારે—પ્રશ્નોરાઓને પકડયા. પ્રશ્નોરાઓ પણ પ્રારબ્ધને પ્રબળ ગણી, ૩૦–૩૦ ઉંદરો પડયા છતાં ઘરમાંથી કે ગામમાંથી ખસ્યા નહિ. પરિણામ ભયંકર આવ્યું. મરકી એક પછી એક યુવાનોને અને યુવતીઓને લાગુ પડી અને ૨૪ થી ૭૨ કલાકમાં પ્રાણ લેવા લાગી. આઠ ઘરની વસ્તીમાંથી ૧૫ દિવસમાં ૧૬ માણસોને મરકી થઈ અને તેમાંથી ૧૦ જુવાન મરણો થયાં. હાહાકાર થઇ રહ્યો, બાળવા જનાર માણસોની તાણ પડી ગઇ. ઘેર બીજાં દરદીઓ પડયાંજ હોય તેની સારવાર કરનાર કોઇ ન રહ્યું. કેટલાકોને તો એવી લાગણી થઈ ગઈ કે શું પ્રશ્નોરા જ્ઞાતિ જામનગરમાંથી ઉખડી જશે ? આ ભયંકર

મરકીએ પ્હેલોજ ભોગ ક્ષયમાંથી સાજા થતા મૂળશંકરભાઇના અમૃતલાલનો લીધો. અને પછી સાત દિવસે એની પત્ની એજ રોગથી એની પછવાડે ચાલતી થઇ.

મૂળશંકરભાઇનું દુઃખ વર્ણવી શકાય એવું ન રહ્યું. એમનો એક પુત્ર તો પ્હેલાંજ મરી ગયો હતો. આ મોટો પુત્ર અને એની પત્ની એક સાથે ચાલ્યાં ગયાં. હવે એક નાનો બાળક રહ્યો. એની સંભાળ લેનાર પણ ઘરમાં કોઇ નહિં. સ્થિતિ દયાપાત્ર થઈ ગઈ. તેમાં મૂળશંકરભાઇએ કોઈ દિવસ ઘરનો ભાર પોતાને માથે ઉપાડેલો નહિ. મોટે ભાગે પરાધીન જીવન જ ગાળેલું એટલે હવે બહુ મુંઝાવા માંડયા. શાસ્ત્ર ચિંતન અને વેદાંત વિચારથી મન સ્થિર કરવાનો પ્રયત્ન પણ સફળ થતો નહિં. કાંઇક ગાંડા જેવા થઇ ગયા.[1] ઘણીવાર રાતમાં બેઠા થઇ જતા અને આંખમાં આંસુ સાથે પોતાની દુર્દશા વર્ણવતાં અશોકવનમાં સીતાની દશા દર્શાવતો નીચેનો શ્લોક બોલતાઃ—

वनान्ते खेलन्ती शशकशिशुमालोक्य चकिता
भुजप्रान्तं भर्तुर्भजति भयहर्तुः सपदि या ।

---

૧ આવી અર્ધઉન્માદ જેવી સ્થિતિ એમને ત્રણેકવાર થયેલી. (૧) પ્હેલી વખતનાં પત્ની ગુજરી ગયા પછી (૨) અમૃતલાલ ગુજરી ગયા પછી (૩) અને છેવટ ૧૯૭૫ માં કાંઇક અવિદિત કારણોથી પોતાની પ્રતિષ્ટા જવાનું ભય લાગવાથી આવી સ્થિતિ થઈ હતી. એ ક્ષણિક અસ્વસ્થતા લાંબી ન ટકતી તથા કાયમનું રૂપ ન પકડતી એટલું સદ્ભાગ્ય.

**अहो सेयं सीता दशवदननीता हलरदैः**
**परीता रक्षोभिः श्रयति विवशा कामपि दशाम् ॥ १**

ધીમે ધીમે, કાળે એ પણ ભૂલાવ્યું પણ જાણે એમની કાંઇ પણ નિશાની ભૂતળ ઉપર રહેવા દેવા દૈવની ઇચ્છા ન હોય તેમ છેલ્લો પુત્ર પણ પ્હેલાં મ્હેરો થયો અને પછી ગુજરી ગયો. બસ થઈ રહ્યું, એ પત્ની અને પાંચ સંતાનોમાંથી એક પણ એમની પાછળ ન રહ્યું.

કાળની અને માણસના મનની ગતિ વિચિત્ર છે. મૂળશંકરભાઇને જ્યારે કાંઇ ન રહ્યું ત્યારે એમના મનને એક જાતની જાણે અણગમતી પણ શાંતિ થઇ ગઈ અને શાંતિથી કે પછી એકલા રહેતા, કોઇ ખાનાર નહિં એટલે પોતે પુષ્કળ દૂધ પીતા અને એક ટાણું પ્હેલાં કદી ન લીધેલો એવો સારો ખોરાક લેતા તેથી, પણ એનું શરીર ૪૫ વર્ષે પ્હેલાં કોઈ દિવસ નહોતું એવું જાડું થયું. આ રીતે જુનાગઢમાં ૨૦ વર્ષ મૂળશંકરભાઈ રહયા, વિદ્યાર્થીઓ ભણાવવા, ઘેર સાદો ખોરાક એક વખત લેવો અને એક વખત દૂધ પીવું, દિવસ આખો કોઇક સંસ્કૃત ગ્રંન્થ વાંચ્યા કરવો અને ઘણીવાર સાંજે અમરજીભાઇને ત્યાં વેદાંતની કથા વાંચવી આ એમની પ્રવૃત્તિ.

---

૧ જે સીતા વનમાં રમતાં સસલાંના બચ્ચાંને જોઇને બ્હીજઇ, ભય હરનાર ભર્તાના ભુજ પાશમાં એકદમ ભરાઇ જતી; અરે તેજ સીતાને જ્યારે રાવણ ઉપાડી ગયો, ત્યારે હળ જેવા દાંતોવાળા રાક્ષસોથી વીંટાયેલી તે પરાધીન થઇને, કોઈ વિચિત્ર દશાનો અનુભવ કરે છે. (જે દશા વર્ણવી શકાય એવી નથી.)

આ પ્રવૃત્તિમાં જીંદગીનાં ૨૦ વર્ષો ચાલ્યાં ગયાં. કોઇ નવા બનાવો બન્યા નહોતા, એમણે જુનાગઢમાં પંડિત તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી, વિદ્યારસિક સમજુ અમલદારોમાં માન મેળવ્યું, પગાર પણ ધીમે ધીમે વધ્યો હતો. ટુંકામાં બીજી રીતે જીંદગી શાન્તિમાં-સુખમાં ચાલી જતી હતી. કોઇ વખત પોતે માંદા પડે ત્યારે કુટુમ્બ સાંભરતું. સ્વભાવ એટલો નરમ હતો કે તરત ગભરાઇ જતા. પણ પાછા સ્વસ્થ થતાં પોતાની એકાકી સ્થિતિને જ સ્વાભાવિક ગણીને સંતોષ રાખતા. સ્વભાવ બહુ ઉદ્યોગી નહિં, એટલે એટલાં વર્ષો એકલા રહ્યા છતાં ઘરમાં વ્યવસ્થા કે ઉજ્જવળતા ન હોતાં દેખતાં પણ અવ્યવસ્થામાં અને કચરા ધુળમાં પોતાને કોઈની ડખલગીરી વગર પડયા રહેવાનું મળતું એજ એમને ગમી ગયું હતું.

છેવટ ૧૯૭૭ ની શરૂઆતમાં જુનાગઢમાં ઇન્ફ્લ્યુએન્ઝા ચાલ્યો, તેમાં એમને પ્હેલાં તાવ આવ્યો અને પછી એમાંથી ન્યુમોનીયા થઇ ગયો. એમના મોટાભાઈ ગોપાલજીભાઇ સપત્નીક જુનાગઢ ગયા હતા. મૂળશંકરભાઇને આ લખનાર ઉપર બહુ મમત્વ હતું, જ્યારે જ્યારે મળે ત્યારે બહુ ખુશી થતા, હમેશાં પત્ર વ્યહવાર રાખતા અને અને પોતાના મનની વાતો નિઃસંકોચપણે કહેતા તથા મનના સમાધાન માટે શાસ્ત્રીય ચર્ચા પણ કરતા.

છેલ્લા મંદવાડ વખતે પણ આ લખનારને છેવટની ભલામણ કરવા તાર કરી તેડાવ્યો હતો, પણ કાંઇક આલસથી, કાંઈક પ્રમાદથી અને કાંઇક તારના શબ્દોમાંથી રોગની ભયંકરતા ન સમજવાથી હું જઈ શક્યો નહિં અને મૂળશંકરભાઇએ પોષ વદ અમાસે પરલોક વાસ કર્યો.

મૂળશંકરભાઇએ ધાર્યું હોત તો સારી સાહિત્ય પ્રવૃત્તિ કરી શકત. ખાસ કરીને છેલ્લાં ૧૫ વર્ષો દરમીયાન તેઓ કુટુંબની તથા બીજી ઉપાધિથી મુકત હતા. બેઠાં બેઠાં નિયમિત રીતે એટલી કમાણી આવ્યા કરતી કે એ બાબતની પણ ચિન્તા નહોતી અને અવકાશ ઘણો હતો. ગુજરાતી તથા સંસ્કૃતમાં લખવાની આવડત હતી. છતાં મૂળશંકરભાઈએ માત્ર સાહિત્ય પ્રવૃત્તિમાં ઉત્સાહના અભાવે વિશેષ લખ્યું નથી.

પ્હેલી અવસ્થામાં યોગ વાસિષ્ઠના કેટલાક ભાગનું ભાષાંતર વેદ ધર્મ સભાને કરી આપેલું, અને આર્યધર્મ પ્રકાશમાં (૧૯૫૭ ના ૨-૩-૪ અંકોમાં) એક નિબંધ છપાવેલો પછી ભક્તિતત્ત્વ ઉપર ભાગવતના સાર રૂપે એક ગ્રન્થ લખવા માંડેલો પણ પૂરો થયો નહિં અને જેટલું લખાણ છે તે ક્રમબદ્ધ ન હોવાથી છાપી શકાય એમ નથી, અભ્યુદયનાં મૂળ તત્ત્વો એ નામે પણ એક મોટો ગ્રંથ લખવા માંડયો હતો જે પૂરો થયો નથી પણ એમાંનો કેટલોક ભાગ આ સાથે છાપ્યો છે. આ સિવાય એમણે કૃત્યાકૃત્ય વિમર્શ નામનો ગ્રન્થ છપાવી બ્હાર પાડયો હતો; જેમાં કર્તવ્ય અને અકર્તવ્ય વિષે માર્મિક શ્લોકોદ્વારા ઉપદેશ આપ્યો છે. ગ્રન્થ છપાયેલ હોવાથી ફરી છાપવાની જરૂર નથી પણ કેવી સુશ્લિષ્ટ સંસ્કૃત ભાષા તેઓ લખતા એના દાખલા તરીકે નીચે બે ચાર શ્લોકો ઉતાર્યા છે.

એમની ગુજરાતી પદ્ય રચના પણ સરલ અને માર્મિક હતી. ગુજરાતી પદ્યમાં એમણે વધારે લખ્યું હશે પણ મળ્યું નથી; જે થોડી કવિતા મળી તે નીચે છાપી છે.

૧૯૦૯ માં રાજકોટમાં ભરાયેલ ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે મૂળશંકરભાઇએ કેળવણીનું ખરૂં સાફલ્ય એ નામનો એક નિબંધ લખી મોકલેલો જે પરિષદ વખતે વંચાયો ન હોતો તેમ એના રિપોર્ટમાં છપાયો નથી. આ નિબંધની એક નકલ મૂળશંકરભાઇના કાગળોમાં મળી આવવાથી તે અત્રે છાપ્યો છે.

## કૃત્યાકૃત્ય વિમર્શમાં છપાયેલા મૂળશંકરભાઇના પોતાના કેટલાક સરસ શ્લોકો.

शरीर मनसोः श्रेष्ठं बलं येष्वतिष्ठते ।
गुणवत्त्वं च विद्वत्त्वं तेषां स्यान्नूनमुन्नतिः ॥

चतूर्णां बलमेतेषां यावन्नैवाऽऽप्नुयात् स्थितिम् ।
तावदभ्युदयस्याशा मृषा मृगजलादिवत् ॥

एतदेव परं द्रव्यं सर्वदेशस्य सर्वथा ।
लोकोत्तरप्रभावाणा मुद्भवोयन्महात्मनाम् ॥

विद्यावतां गुणवतां समर्थानां विवेकिनाम् ।
सतां महाप्रभावाणां जन्म देशस्य वृद्धये ॥

अलसैर्बुद्धिहीनैश्च निर्बलैः स्वार्थतत्परैः ।
निर्विचारैर्निर्गुणैर्लोकै र्न देशोदयसंभवः ॥

**संहतिर्विक्रमः सत्यं सद्विद्या सन्मतिर्बलम् ।**
**निश्चयो नित्यमुद्योगो येषां तेषां समुन्नतिः ॥**

અર્થ—જેઓમાં શરીરનું તથા મનનું બળ હોય; તેમજ સદ્‌ગુણો તથા વિદ્વત્તા હોય તેઓની અવશ્ય ઉન્નતિ થાય છે. જ્યાં સુધી આ ચાર વસ્તુનું બળ [શરીરબળ, મનોબળ, સદ્‌ગુણો અને વિદ્વત્તા] બરાબર સ્થિર ન થાય ત્યાં સુધી અભ્યુદયની આશા ઝાંઝવાનાં જલ પેઠે મિથ્યા છે. બધા દેશોનું લોકોત્તર પ્રભાવવાળા મહાત્માઓ ઉદ્ભવે એજ સર્વથા ખરૂં દ્રવ્ય છે. વિદ્યાવાળા, ગુણવાળા, સમર્થ વિવેકી અને મહાપ્રભાવવાળા સત્પુરૂષોનો જન્મ થવાથીજ દેશનો ઉદય થાય છે.

આળસુ, બુદ્ધિહીન, નબળા, સ્વાર્થ પરાયણ વિદ્યા વગરના અને ગુણવગરના લોકોથી દેશનો ઉદય સંભવતો નથી. સંપ, પરાક્રમ, સત્ય, સદ્વિદ્યા, સન્મતિ, બળ અને હંમેશાં ઉદ્યોગનો નિશ્ચય જેમાં હોય છે તેની ઉન્નત્તિ થાય છે.

## સદ્ગત મૂળશંકર દયારામની ગુજરાતી કવિતા.

નિવૃત્તિ લઇને બેઠા, મનતો ભટકયા કરે, ॥
એવી નિવૃત્તિ લેવાથી કહોને કાર્ય શું સરે. ॥ ૧ ॥

જેનાથી મનની શાંતિ પરિણામે સધાય છે, ॥
એવી પ્રવૃત્તિથી અંતે નિવૃત્તિમાં જવાય છે. ॥ ૨ ॥

ખાંસડાં ખૂબ ખાવાથી અંતે વૈરાગ્ય થાય છે, ॥
મહા મર્કટના જેવા મનનો એ સ્વભાવ છે. ॥ ૩ ॥

ગમે તેમ કહો લોકો તેની તો પરવા નથી, ॥
આત્મા તારો કહે છે શું તે તો જોજે મથી મથી. ॥ ૪ ॥

વસ્તુને ઓળખી તેમાં વિશુદ્ધ સ્નેહ ભાવથી, ॥
આનંદ થાય જે તેની ઉપમા વિશ્વમાં નથી. ॥ ૫ ॥

પ્રેમનો પંથ છે ન્યારો તેમાં સંચાર કોકનો, ॥
ખોટો દેખાય છે અંતે બહુધા ડોળ લોકનો. ॥ ૬ ॥

બંધુ ત્રયી પણ અહો, ભૂલે જ્યાં બંધુભાવને, ॥
ત્યાં શેનો અન્યનો ધોખો, એમ લાગ્યા કરે મને. ॥ ૭ ॥

લોકો પોતાતણું જેને માને તે દેહ પાંજરૂં, ॥
નથી પોતાતણું ત્યારે ધોખો શું અન્યનો કરૂં. ॥ ૮ ॥

કાળનો મહિમા એ છે, માયા એનુંજ નામ છે, ॥
ખોટામાં મોહ પામીને સત્ય ભુલી જવાય છે. ॥ ૯ ॥

વિષયો ભોગવ્યા ભારે, ખાધાં, પીધાં, ભણ્યા, ગણ્યા, ॥
સત્ય માર્ગે સ્થિતિ, એતો લોઢાના ચાવવા ચણ્યા. ॥ ૧૦ ॥

કયાં, કોનું, કોણ છે અંતે ભ્રાંતિ માત્રજ વિશ્વ છે; ॥
રાગ દ્વેષતણો તેમાં શીરીતે અવકાશ છે? ॥ ૧૧ ॥

સાચે સાચું સુખ હૃદયનું જોઈતું હોય તારે,
શાંતિને તું પરમધન જો માનતો હોય ભારે,
ચિંતાઓથી મગજ પણ જો થાકતું હોય તારું,
તો માની લે સરલ મનથી જે બને તેજ સારૂં. ॥ ૧૨ ॥

જ્યાં વાણીની પણ ગતિ નથી ચિત્ત પ્હોંચે નહિં જ્યાં,
મોટા મોટા નર પણ ઘણા ખાય ગોથાં બહુ ત્યાં,
વિદ્વાનોની નજર ન પડે અન્ય તો શું જ જાણે,
સાચું જેને શરણ શિવનું તેજ તેને પીછાણે. ॥ ૧૩ ॥

સાયંકાલે વિવિધ વિહગો વૃક્ષમાં થાય ભેળાં,
એવી રીતે પ્રિયજન બધાં દૈવયોગે મળેલાં, ॥
એવું જાણી હૃદય શઠ જા તું હવે ધૈર્ય વાળું,
શા માટે તું બહુ ટળવળી થાય હેરાન ઠાલું. ॥ ૧૫ ॥

ક્યાં જૈને હું મૃદુલમનના આ જણાવું વિચારો,
હાર્યો છું હું હરિ ! હરિ ! હવે તોય આવ્યો ન આરો, ॥
આડે પંથે, રહિ હૃદયમાં, કામને જો બડાવો,
અંતર્યામી પ્રભુ ! નવ ઘટે આપનો ન્યાય આવો. ॥ ૧૬ ॥

પાશે બાંધી પ્રથમ, પછીથી લાલચોમાં ફસાવી,
વેશો આપી, વિવિધ જગના નાટયમાં તો નચાવી, ॥
હાથે ઝાલી, ભવજલધિના મધ્યમાં તો લયાવી,
મૂકીદો, એ અઘટિત ક્રિયા ક્યાં જઈ નાથ કેવી. ॥ ૧૭ ॥



# કેળવણીનું ખરૂં સાફલ્ય વગેરે નિબંધો.



લેખક

મૂળશંકર દયારામ શાસ્ત્રી.



## ૐ तत्सत्.

ઘણું અધ્યયન કર્યું, ઘણું વાંચ્યું, ઘણું અનુભવ્યું, ઘણા વિચારો કર્યા, ઘણા મહાનુભાવોનો સમાગમ થયો. ઘણા ઇષ્ટ અનિષ્ટ પ્રસંગોમાં અથડાયા, અને જોતા જોતામાં સમય પણ ઘણો ચાલ્યો ગયો. હવે કાંઈક સાર્વજનિક હિત સંબંધે લખાય તો ઠીક, એમ વિચાર થઇ આવતાં આજે મારી કલમ હાથમાં લઉં છું. અને ઇચ્છું છું કે જગન્નિયાયક સર્વ શાંતિયુત પરમતત્ત્વ તેને સત્કૃતિમાંજ પ્રેરો. કવિવર્ય કાલિદાસ સત્ય લખે છે કે भिन्नरुचिर्हिलोकः આ જગતમાં પ્રકૃતિની વિચિત્રતાને લીધે મનુષ્યની રૂચિ ભિન્ન ભિન્ન હોય છે એટલે પછી આ લેખ સર્વ પ્રિય હોઈ શકે કે કેમ! એ સંશયકોટિનિવિષ્ટ છે; તો પણ સદ્વિદ્યા અને સદ્વિચાર તરફ દ્રઢ પ્રીતિ ધરાવતી સાર ગ્રાહિણી સાહિત્ય પરિષદ્ આ લેખને યોગ્ય માન દ્દષ્ટિથી જોશે એમ આશા રાખી આ લેખ શરૂ કરવામાં આવે છે.

કાઠીયાવાડમાં [ મારા ધારવા પ્રમાણે ] સાહિત્ય પરિષદ ભરવાનો આ પહેલોજ માનપ્રદ પ્રસંગ પ્રાપ્ત થયો છે. તે જોતાં ભારે આનંદ થાય છે અને મારો આ અલ્પ લેખ પણ તેમની વિશાળ અને ઉદાર દૃષ્ટિ તળે મૂકાશે એ જોઈ વધારે સંતોષ થાય છે. આ ઉજ્વળ આરંભ, પરિણામ રમણીય હોઇ સર્વથા શ્રેયસ્કર નીવડે, એમ સર્વ શક્તિમાન પરમાત્મા પ્રતિ નમ્ર પ્રાર્થના છે. ( तथाऽस्तु )

# केळवणीनुं साफल्य किंवा विद्यानुं खरूं फल.

જે વિષયપર આજે લખવાનો આરંભ થાય છે તે વિષયજ અતિ ગહન છે. તો પણ * नभः पतन्त्यात्मसमं पतत्रिणः એ ન્યાયને અનુસરી આ પ્રવૃત્તિ છે.

પ્રાયઃ જગતમાં લોકોનો ઘણો ભાગ એમ સમજે છે કે ઇંગ્રેજી ગુજરાતી સંસ્કૃત કે અમુક ભાષાના અમુક ગ્રંથો ભણ્યા કે અમુક ડીગ્રી મેળવી એટલે પછી કેળવણીની પરિસમાપ્તિ થઈ ચૂકી; પણ વસ્તુત; (તત્ત્વ દ્રષ્ટિથી) જોતાં તેમનાથી શરીરને અને મગજને કેળવી તેમાં રહેલી નિગૂઢશક્તિઓનો વિકાસ કરી પુરૂષાર્થ સિદ્ધિમાં તેનું પર્યવસાન થાય ત્યારેજ કેળવણી ખરેખરી ફળવતી થઇ ગણાય, એમ લાગે છે. मिताक्षराकार વિજ્ઞાનેશ્વરતો विद्याः पुरुषार्थसाधनज्ञानानि. પુરૂષાર્થનાં સાધનોનું જ્ઞાન મેળવવું એજ વિદ્યા છે. (નહિં કે માત્ર અમુક ચોપડીઓનું અધ્યયન કર્યું એટલે થઇ રહ્યું) એવી વિદ્યા પદની વ્યાખ્યા આપે છે. વિદ્યાનું અથવા કેળવણીનું આવું વિશાળ સ્વરૂપ લક્ષ્યમાં રાખી પૂર્વકાળમાં કેળવણી અપાતી હોય એમ જણાય છે. નહીંતર વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, ભવભૂતિ, બાણ જેવા અપ્રતીમ નરરત્નોનો ઉદ્ભવ જ શીરીતે સંભવે ?

દરેક દેશનું ખરૂં દ્રવ્ય તેમાં વસનારી ઉત્તમ સમર્થ (શારીરિક માનસિક બળ સંપન્ન, સદ્ગુણી તથા વિદ્વાન ) વ્યક્તિઓ જ છે. કેમકે જગતમાં મનાતાં બીજાં દ્રવ્યો એવી વ્યક્તિઓ પોતાના પુરૂષાર્થ બળથી મેળવી શકે છે. પણ જો એવી ઉત્તમ વ્યક્તિઓ દેશમાં ન

---

* આકાશ અનંત છે પરતુ તેમાં પક્ષીઓ પોતાની શક્તિ પ્રમાણે ઉડે છે.

થતી હોય અથવા તેને બદલે નિર્માલ્ય (નમાલી) વ્યક્તિઓ પેદા થતી હોય તો દેશનું બીજું દ્રવ્ય નિરૂપયોગી થઈ પડે છે અથવા તો અન્યત્ર ઘસડાઇ જાય છે. કેળવણીનો મૂળ ઉદ્દેશ પણ એવી ઉચ્ચવ્યક્તિઓ તૈયાર કરવી એવો હોય એમ ભાસે છે.

અહો ? અનિર્વચનીય માયાનો, અચિંત્યકાળ બળનો અને અતર્ક્ય ઈશ્વિરેચ્છાનો પ્રભાવ કેવો વિચિત્ર અને બળવત્તર છે કે તે એક અલ્પ ક્ષણુમાં મેરૂને તૃણુ તુલ્ય અને તૃણુને મેરૂ તુલ્ય બનાવી દે છે. તેની ગતિ ખરેખર અવર્ણ્ય અને આશ્ચર્યજનક છે. પુરાતન ઇતિહાસો તરફ દ્રષ્ટિ કરશું તો જણાશે કે આ આપણી આર્યભૂમિ પુરાતન કાળમાં અસંખ્ય નરરત્નોના ક્ષેત્રરૂપ હતી. ભગવતી લક્ષ્મીએ સરસ્વતી દેવી સાથેનું પોતાનું સહજ વેર છોડી દઈ તેમાં નિવાસ કર્યો હતો. સદ્વિદ્યા અને સદ્ધર્મનું તે એક ક્રીડા સ્થળ ગણાતી હતી. હરિશ્ચંદ્ર નળ, યુધિષ્ટિર, શિબિ, કર્ણ, ભગીરથ આદિ રાજાઓ; વસિષ્ટ, વાલ્મીકિ, વ્યાસ આદિ મહર્ષિઓ; કણાદ, ગૌતમ, પાણિનિ, પતંજલિ આદિ દર્શનકારો અને કાલિદાસ, ભવભૂતિ, બાણુભટ્ટ આદિ કવિ રત્નો તેમાં થતાં હતાં. આજ શોધવા જતાં અમુક નરરત્નોને (અપવાદ રૂપે) બાદ કરતાં એવા મહાનુભાવો ઘણાજ વિરલ જોવામાં આવે છે એ ખરેખર શોચનીય છે.

આપણે આર્ય શા માટે કહેવાઇએ છીએ અને આપણો દેશ આર્યાવર્ત એવા નામથી શામાટે કહેવાય છે એ વિષય પરત્વે કાંઇક વિચાર કરીયે.

મનુસ્મૃતિ પર ટીકા કરનાર કુલ્લૂકભટ્ટ आर्यावर्त શબ્દનો અર્થ आर्याः अत्र आवर्तन्ते पुनःपुनः उद्भवन्तीति आर्यावर्त्तः (આર્યો આ ભૂમિપર

વારંવાર ઉદ્દભવે છે માટે આર્યાવર્ત ) એવો બતાવે છે. **અને આર્યનું** લક્ષણ ( નીતિશાસ્ત્રકાર ) કામંદકમુનિ નીચે **પ્રમાણે** આપે છે.

**कुलं, शीलं, दया, दानं, धर्माः, सत्यं कृतज्ञता ॥**
**अद्रोह इति येष्वेतत्तान् आर्यान् संप्रचक्षते ॥**

(કુલીનતા, સુશીલતા, દયા, દાન, ધર્મ, સત્ય, કૃતજ્ઞપણું અને અદ્રોહ, એ સઘળું જેમાં રહેલું હોય તેને આર્ય કહેવામાં આવે છે.)

આ વિવેચનથી આર્યાવર્ત શબ્દમાં અને આર્ય શબ્દમાં કેટલું બધું ગૌરવ રહેલું છે એ સ્પષ્ટ દેખાઇ આવે છે. **અને** આર્યાવર્તમાં વસનાર વ્યક્તિઓનું શું કર્તવ્ય છે તે પણ તરી આવે છે.

પ્રાચીન કાળમાં કેવી શિક્ષણ શૈલી ( કેળવણી અપાતી ) હતી, તેના એકાદ બે (અમુક) દાખલાઓ આ નીચે આપું છું તેથી આ પુરાતન આર્યનીતિ રીતિ કેવી ઉજ્જવળ અને ઔચિત્યવાળી હતી તે જણાયા વિના રહેશે નહીં.

દ્રૌપદી સ્વયંવર **સમયે** જ્યારે બધો વર્ગ ભેળો થયો હતો, સર્વ પોત પોતાની મેળે સ્થાન પર બેસી ગયા હતા, તે **સમયે** તે સર્વને જોવા **ને** એક પોતાની દાસી સમેત દ્રૌપદી રંગમંડપમાં આવ્યાં અને અંદર **પ્રવેશ** કરતાં જ તેની દાસીએ તેને પ્રથમ **ભીષ્મ** પાસે લઇ જઈ નીચે પ્રમાણે કહ્યું.

**शंभोर्मूर्ध्नि गतागतानि कुरुते या चंद्रलेखांकिते ।**
**तस्याः शांतनवोऽयमुज्ज्वलयशाः स्वर्गापगायाः सुतः ॥**

वंदित्वैतमुदग्रभार्गवशरश्रेणीव्रणालंकृतं
भीष्मं सुभ्रु ततः स्वयंवरनृपान् प्रत्येकमालोकय ॥

હે દ્રૌપદિ, ચંદ્ર લેખાવડે ચિહ્નવાળા શંકરના મસ્તકમાં જેની જાવ આવ થયા કરે છે અર્થાત્ જે શંકરને શિરે ધાર્ય છે. એવી ભગવતી ગંગાના શંતનુ રાજાથી થયેલા પુત્ર આ ઉજ્જવળ કીર્તિવાળા ભીષ્મ છે; પરશુરામનાં તીક્ષ્ણુ બાણોની પંક્તિનાં વણોથી સુશોભિત એવા એ ભીષ્મપિતામહને પ્રથમ વંદન કરી પછી આપ સ્વયંવર મંડપમાં રાજાઓનું અવલોકન કરો.

આ શ્લોકમાં પૂર્વાર્ધમાં ભગવતી ગંગાના અને મહારાજા શંતનુના પુત્ર હોવાથી ભીષ્મ, ઉભયકુલ વિશુદ્ધ છે એવો ભાવ બતાવ્યો છે અને તેની મહત્તા સૂચવી છે. તેમજ उज्ज्वलयशाः એ પદથી આટલું વૃદ્ધ વય છતાં અદ્યાપિ તેની કીર્તિ નિષ્કલંક છે એવું સૂચવ્યું છે. ઉત્તરાર્ધમાં પરશુરામનાં તીક્ષ્ણુ બાણોના ઘા વાગવાનું બતાવવાથી પરશુરામ સાથેનો તેમનો તુમુલ યુદ્ધ પ્રસંગ સૂચવ્યો છે. અને એથી એકવીશવાર નિઃક્ષત્રિય પૃથિવી કરનાર (ઇશ્વરાવતાર રૂપે ગણુાતા) મહાસમર્થ વીર પરશુરામનો પણુ પરાજય કરનાર ભીષ્મપિતામહના નિરતિશય (સર્વોત્કૃષ્ટ—અસાધારણ) શૌર્યનું દ્યોતન થાય છે. આ સઘળાં વિશેષણોથી ભીષ્મ સર્વથા બધાના કરતાં પ્રથમ વંદન યોગ્ય છે એવો આશય સ્ફૂરે છે અને આ દાસીની ઉક્તિરૂપ શ્લોકના સમગ્ર તાત્પર્યથી તેનું [ દાસીનું ] વ્યવહાર અને નીતિ એ બન્ને વિષયમાં નિપુણપણું જણાઇ આવવાથી જનાનામાં તે રાખવા યોગ્ય છે એવું સંસૂચન થાય છે.

આ ઉપરથી સિદ્ધ એ થાય છે કે એક રાજપુત્રીની પાસે રાખેલી સામાન્ય દાસી પણ કેવી કેળવાયેલી દેખાય છે, તો પછી ઉચ્ચ કોટિનો વર્ગ કેવો કેળવાયેલો હોવો જોઇએ એ કૈમુતિક ન્યાયથી જાણી શકાય છે.

લોકોત્તર મનોબળવાળા અર્જુનનો દાખલો પણ અહીં ટાંકવા જેવો છે.

અધર્મ પરાયણ ક્રૂર કૌરવોનો પરાજય કરવાને વેદવ્યાસના ઉપદેશથી હિમાલયમાં ઉગ્ર તપશ્ચર્યા કરતા અર્જુન પાસે માત્ર તેની પરીક્ષા જોવા ઇંદ્ર મુનિ વેશે આવી સંસારની અનેક પ્રકારે નિઃસારતા બતાવી તપોબળનો ઉપયોગ મોક્ષ મેળવવામાં કરવાની ભલામણ કરે છે. પરંતુ કૌરવોની ક્રૂર હૃદયભેદક વર્તણુકથી અતિ સંતપ્ત હૃદયવાળા અને તેના પરાભવ માટેજ તેમાં સાધનભૂત અસ્ત્ર મેળવવાને ઉગ્ર તપ કરતા અર્જુન તેનો જે જવાબ આપે છે તેમાંથી અમુક શ્લોકો ટાંકુ છું; જેથી અર્જુનના અદ્ભુત મનોબળનો સહજ ખ્યાલ આવી શકશે.

क्षत्रियस्तनयः पांडोरहं पार्थो धनंजयः ।

.... ... ... ... ...

कृष्णद्वैपायनोपदेशाद्बिभर्मि व्रतमद्भुतम् ॥

अपहस्येऽथवा सद्भिः प्रमादो वाऽस्तु मे धियः ।

अस्थानविहितायासः कामं जिह्रेतु वा भवान् ॥

वंशलक्ष्मीमनुद्धृत्य समुच्छेदेन विद्विषाम् ।

निर्वाणमपिमन्येऽहमन्तरायं जयश्रियः ॥

છેવટ કહે છે કે

विच्छिन्नाभ्रविलायं वा विलीये नगमूर्धनि ।
आराध्य वा सहस्राक्ष मयशःशल्यमुद्धरे ॥

હું ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો છું વળી પાંડુનો પુત્ર છું [ મહાકુલીન છું વીરછું ] તેમાં પણ કુંતાજીથી થયેલો છું ( માદ્રીથી નહીં ) ધનંજય છું ( ઉત્તર કુરૂ દેશને જીતી તેમાંથી અખુટ ધન લાવનારો છું ).

શ્રી વેદ વ્યાસના ઉપદેશથી આ ઉત્તમ તપ મેં ધારણ કર્યું છે. સત્પુરૂષો મારી હાંસી કરો અથવા મારી બુદ્ધિનો કાંઈક પ્રમાદ થતો હોય તો પણ ભલે થાઓ અથવા તો વગર વિચારે અસ્થાને આયાસ કરનાર આપ ( નિષ્ફળ પ્રયત્નને લીધે ) લજ્જા પાત્ર થાઓ; પરંતુ આ સમયે શત્રુઓને મૂળમાંથી ઉખેડી નાખી વંશલક્ષ્મીનો ઉદ્ધાર કર્યા વિના નિર્વાણપદ મળે તો તે પણ જયલક્ષ્મીના એક અંતરાય રૂપ છે એમ હું માનું છું.

પવનના ઝપાટાથી વિખેરાઈ જતાં કે ગળી જતાં વાદળાંની પેઠે હું આ હિમાલય પર્વતના શિખરમાંજ લય પામી જઈશ અથવા તો ઈંદ્રનું આરાધન કરી (મારૂં ધારેલું કાર્ય પાર પાડી ) અપકીર્તિરૂપ શલ્યને કાઢી નાખીશ આવો મારો દ્રઢ નિશ્ચય છે.

આવા દ્રઢ મનોબળવાળા પુરૂષોજ ધાર્યા પ્રમાણે પોતાનું કાર્ય પાર ઉતારે છે. આવો દ્રઢ નિશ્ચયવાળો પુરૂષ પરમાર્થ તરફ ઉતરે તો તેમાં પણ તે ફતેહ મેળવે એ નિઃસંદેહ છે. મનોબળનો પ્રબળ

પ્રવાહ પૂર એક દિશામાંથી ફેરવી બીજી દિશામાં લઈ જવો એટલુંજ માત્ર તેને કર્તવ્ય શેષ રહે છે. ભગવદ્ગીતામાં કહેલી દૈવી સંપત્તિના ગુણો જેટલે અંશે પ્રબળ તેટલે અંશે તેઓ ઉભય લોકમાં ઉપકારક થાય છે.

અહીં દાનવીર કર્ણનો દાખલો પણ જણાવવા જેવો છે.

મહાભારતના યુદ્ધ પ્રસંગમાં અજેય (જીતી ન શકાય એવા) કર્ણ પાસેથી ઇંદ્ર બ્રાહ્મણરૂપે આવી, કવચ કુંડળ કે જે કર્ણની અજેયતાના સાધનરૂપ છે, તે માગી જવાની તજવીજમાં છે. અને તેની ખબર સૂર્યને પડવાથી સૂર્ય તે નહીં આપી દેવાની અગાઉથી આવી ભલામણ કરે છે. પણ દાનવીર દૃઢ પ્રતિજ્ઞ કર્ણ તેને જવાબમાં જણાવે છે કે—

यद्गेहे प्रतिहारभूतलशिला चिंतामणिः, कल्पकाः
यस्यारामहीरुहाश्च, सुरभिः सा होमधेनुः पुनः, ॥
तादृग् याचति चेदुपेत्य मघवा संपूर्य तत्कामनां ।
त्रैलोक्यस्य वदान्यसंसदुपरि स्यामेष मे निश्चयः ॥

જે ઇંદ્રને ઘેર પ્રતિહારને (દ્વારપાલને–ચોકીદારને) બેસવાની કે ઉભા રહેવાની ભૂતલની શિલા-ચિંતામણિઓની છે. જેના બગીચામાં કલ્પવૃક્ષો વૃક્ષોરૂપે રહેલાં છે અને સાક્ષાત્ કામદુધા જેવી તો જેની હોમધેનુ છે; એવો અપ્રતિમ ઐશ્વર્યવાળો ઇન્દ્ર (એક કંગાલની પેઠે) મારી પાસે આવી યાચના કરે તો પછી તેની કામના પૂર્ણ કરી આખા ત્રૈલોક્યમાં રહેલા દાનવીરોની સભામાં હું અગ્રગણ્ય-શિરોમણિરૂપ થાઉં એવો મારો નિશ્ચય છે.

અહીં કર્ણનો દૃઢ નિશ્ચય અને મનની ઉદારતા એજ જોવાનાં છે. અને તે ખરેખર આશ્ચર્યજનક છે.

શરીર બળનો દાખલો જોવો હોય તો મહામુનિ કણ્વના આશ્રમમાં નિવાસ કરતા બાળ વયના દુષ્યંત પુત્ર ભરતનું બળ અને પરાક્રમ કેવું હતું તે જુઓ. વેદવ્યાસ એ વિશે શું લખે છે:—

**मृगेन्द्रान् तरसा बध्वा क्रीडति स्म स बालकः**

પોતાના બળથી સિંહોને બાંધીને તે બાળક (દુષ્યંતપુત્ર—ભરત) તેની સાથે ક્રીડા કરતો હતો.

કેવળ શારીર બળથીજ કૃતકૃત્યતા સંભવતી હોત તો પોતાની ઉન્મત્તતાથી સર્વને તોબા પોકરાવનાર કેટલાક મદોન્મત્ત સાંઢો, પાડાઓ અને હાથીઓ વિગેરે કૃતકૃત્ય ગણાત પણ તેમ નથી. શારીર બળ સાથે માનસિક બળ અને તેની સાથે સદ્દગુણો જોઇએ. કેટલાક મનોબળવાળા અને શારીર બળવાળા મહાપુરૂષો પણ મન આડે રસ્તે ચડી જવાથી ભારે તોફાન કરનારા નીવડે છે માટે શરીર બળને અને મનોબળને સદ્દગુણોના પટની (સંસ્કારની) અપેક્ષા રહે છે. એ સદ્દગુણોને વળી વિદ્વત્તાની સહાયતા હોય તો તે ત્રણેયનો ઉપયોગ યોગ્ય રીતેંજ થાય. તેને માટે ઉભય પ્રકારનું (શારીરિક માનસિક) બળ અને તેની સાથે સદ્દગુણો તથા વિદ્વત્તા એ ચતુષ્ટયને અત્ર શ્રેયસ્કર ગણવામાં આવેલ છે. અને કેળવણીનું મૂળ રહસ્ય એ ચતુષ્ટયના વિકાસમાં સમાયેલું હોય એમ લાગે છે.

બ્રહ્મચર્ય, યોગ્ય આહાર વિહાર, વ્યાયામ, નિશ્ચિન્તપણું, યોગ્યનિદ્રા, સદ્ધર્મનું સ્વરૂપ બરાબર સમજી તેનું પાલન, શાંતિ, દૃઢ સંકલ્પ

હિમ્મત, શૌર્ય, સત્સંગતિ ઈશ્વર કૃપા, મહાનુભાવોનો સહવાસ, ઇતિહાસોમાં વર્ણવેલા મહાસત્વ વીર નરોનાં પવિત્ર ચરિત્રોનું શ્રવણ, ચિંતન, સમયની કિમ્મત જાણી તેનો યોગ્ય ઉપયોગ, કેટલીક અશાસ્ત્રીય અનિષ્ટ રૂઢિઓ તરફ ઉપેક્ષા, કોઈ અદ્ભુત મનોબળવાળી જગદ્વંદ્ય માનનીય વ્યક્તિનું અને તેનાં ઉચ્ચ ચરિત્રોનું પ્રેમપૂર્વક ચિંતન, નિઃસ્પૃહતા, ઈશ્વર પ્રારબ્ધ* આદિપર દૃઢ નિષ્ઠા, ધૈર્ય, સંતોષ, સત્ય, પવિત્રતા, પરમધાર્મિકતા અને ઉચ્ચ વાસનાઆદિ સાધનો શરીર અને મન એ બન્નેનાં બળને વધારનાર છે. કેટલાંક શરીરબળદ્વારા મનોબળને કેટલાંક મનોબળદ્વારા શરીરબળને અને કેટલાંક ઉભય પ્રકારના બળને વધારે છે.

જેને ત્રણ પ્રકારનું બળ (હવે પછી કહેવાશે તે) ઈશ્વર કૃપાથી મળી ગયું હોય તેને તો એ બળની અભિવ્યકિત અને વૃદ્ધિ ઉત્તમ જાતના હીરામાં રહેલાં નિગૂઢ તેજની પેઠે અલ્પ પ્રયાસથી જ થઇ જાય છે અને બીજાઓને ઉક્ત સાધનોને યોગે શ્રમથી ક્રમશઃ પ્રાપ્ત થાય છે.

ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં બળનો વિભાગ વૈદ્યાચાર્ય વાગ્ભટ્ટ નીચે પ્રમાણે જણાવે છે.

सहजं कालजं युक्तिकृतं चेति बलं त्रिधा ॥
तत्र सत्वशरीरोत्थं सहजं प्राकृतं बलम् ॥
वयस्कृतमृतूत्थं च कालजं युक्तिजं पुनः ॥
विहाराहारजनितं तथोर्जस्करयोगजम् ॥

---

* આ સઘળા વિષયોપર જુદાં જુદાં પુસ્તકો લખાય ત્યારે સવિસ્તર સમજાય એટલે અત્ર વિસ્તાર ભયથી વધારે લખાતુ નથી.

**સારાંશ**—સહજ બળ, કાળજન્ય બળ, અને યુક્તિજન્ય બળ એમ બળ ત્રણ પ્રકારનું છે. તેમાં સત્વગુણ, રજોગુણ અને તમોગુણના યોગથી થયેલું માનસિક બળ તેમજ શરીરની સાથેજ બંધાઈ ચૂકેલું સ્વાભાવિક શારીરબળ સહજ બળ કહેવાય છે. વય એટલે બાલ્ય-યૌવનાદિક તેને અનુસારે થતું તથા હેમંતઆદિ ઋતુથી થતું એવું જે બળ તે કાળજન્ય બળ કહેવાય છે. અને યોગ્ય આહારવિહારથી તેમજ ઉર્જસ્કર પદાર્થોના યોગથી જે બળ આવે છે તે યુક્તિજન્ય કહેવાય છે. રસાયન વાજીકરણઆદિ ઉર્જસ્કર—ઓજ વધારનાર—બળ વધારનાર—પદાર્થોના યોગો નીચે પ્રમાણે:—

જેમકે જે દેશમાં બળવાન્ પુરૂષો પેદા થતા હોય તે દેશમાં જન્મ, સુખકારક કાળયોગ ( ઋતુની સારી સ્થિતિ ), બીજની, ક્ષેત્રની, ગુણોની શરીરની, આહારની અને સત્વની ( મનોબળની ) સંપત્તિ એ સર્વ ઉર્જસ્કર યોગ કહેવાય છે. તેમજ રસાયનતંત્ર, વાજીકરણતંત્ર આદિમાં કહેલા બળ વર્ધક યોગો પણ ઉર્જસ્કર યોગમાં ગણાય છે. આ વિષયમાં લંબાણના ભયથી અત્ર વિરામવું પડે છે. વિશેષ જીજ્ઞાસા હોય તેણે તદ્વિષયક શાસ્ત્રનું અવલોકન કરવું.

પૂર્વ કાળમાં ધર્મની કેળવણી વધારે અપાતી હતી અને લોકો તેને મુખ્ય કર્તવ્ય કોટિમાં ગણતા હતા. વચમાં એક કાળ તો એવો હતો કે જેમાં કેવળ ધર્મજ સઘળી સંસ્થાનો સંસ્થાપક હતો. મહાભારતકાર ( વેદવ્યાસ ) જણાવે છે કે—

**नैव राज्यं न राजासीन्न दंडयो न च दांडिकः ।**

**धर्मेणैव प्रजाः सर्वा रक्षंति स्म परस्परम् ॥**

મનુ મહારાજ કહે છે કે--

**अर्थकामेष्वसक्तानां धर्मज्ञाने विधीयते ॥**

અર્થાત્ અર્થ અને કામ એ વચલા પુરૂષાર્થમાં જેઓની આસક્તિ નથી તેવાઓને માટે ધર્મજ્ઞાનનું વિધાન છે. ધર્મપાલનમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થની આસક્તિ છોડી દેવી પડે છે, તોજ ધર્મનું પ્રાયઃ યથાર્થ પાલન થઇ શકે છે, પરંતુ હાલના ચાલતા જમાનામાં તો સર્વ દર્શન સંગ્રહમાં માધવાચાર્ય જણાવે છે કે--

**यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः ।**
**भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥**

**इति लोकगाथामनुरुंधानाः नीतिकामशास्त्रानुसारेणार्थकामावेव पुरुषार्थौ मन्यमानाः पारलौकिकमर्थमपह्नुवानाश्चार्वाकमतमनुवर्तमाना एवानुभूयंते**

આ લેખ પ્રમાણે પ્રાયઃ દેખાય છે; તોપણ વસ્તુવૃત્ત્યા વિચાર કરતાં ધર્મ સર્વથા કર્તવ્યકોટિમાં અગ્રગણ્ય છે. ધર્મનું બળ એ એક અસાધારણ બળ છે. અન્યને આશ્ચર્ય ઉપજાવે એવાં અસાધારણ કાર્યો ધર્મબળથી થયેલાં આપણે સાંભળીએ છીએ અને કવચિત્ જોઇએ પણ છીએ.

શંકર ભગવાન્ શારીરક ભાષ્યમાં જણાવે છે કે.

**धर्म्मानुष्ठानापेक्षा हि सिद्धिः ।**

કાદંબરીકાર મહાકવિ બાણભટ્ટ પણ કહે છે કે.

**धर्मपरायणानां हि सदा समीपसंचारिण्यः कल्याणसंपदो भवन्ति.**

ઇત્યાદિ અનેક પ્રમાણોથી આ વાત સિદ્ધ છે. માત્ર ધર્મનું ખરૂં સ્વરૂપ અને વિષયભાગ વિગેરે બરાબર સમજી તેનું પાલન અત્ર ઇષ્ટ ગણવામાં આવ્યું છે.

બુદ્ધિબળ પણ સર્વ કરતાં ચડીયાતું બળ છે.

**यद् बलानां बलं श्रेष्टं तत् प्रज्ञाबलमुच्यते. (चरकः)**

પંચતંત્રમાં પેલા શીયાળે મૃગરાજને (સિંહને) કૂવામાં પધરાવ્યાની વાત સુપ્રસિદ્ધ છે. એ માત્ર બુદ્ધિબળનોજ પ્રભાવ છે.

આ બુદ્ધિબળનો અને બીજા બળોનો ઉપયોગ અન્યથા (અવળે માર્ગે) ન થઈ જાય તેને માટે વિદ્વત્તાની જરૂર છે.

અહીં વિદ્વત્તા એટલે શું એ સવાલ ઉત્પન્ન થાય છે. મિતાક્ષરાકાર (પંડિત વિજ્ઞાનેશ્વર) તો विद्वान् श्रुताध्ययनसंपन्नः सदाचारः એવી વિદ્વાન્ પદની વ્યાખ્યા આપે છે.

ભારતમાં લખ્યું છે કેઃ—

**पठकाः पाटकाश्चैव येचाऽन्ये शास्त्रचिंतकाः ॥**

**सर्वे व्यसनिनो मूर्खा यः क्रियावान् स पंडितः ॥**

જાણ્યા પછી અધ્યયનમાં અને અવલોકનમાં આવેલાં શુભ શાસ્ત્રોનું કે પુસ્તકોનું રહસ્ય સમજી મેળવેલા જ્ઞાનને ક્રિયામાં મૂકવાના

સામર્થ્યનો સમાવેશ વિદ્વત્તામાં થાય છે. ખરેખરી વિદ્વત્તા ચોપડીઓ વાંચી જવામાં કે ચસ્માં ચડાવી ભાષણો કરવામાં કે વાતોના તડાકા મારવામાં કે પોથીઓ ઉથલાવવામાં કે દંભથી બીચારા અજ્ઞાની લોકોને ઉપરનો આડંબર બતાવી ઠગવામાં નથી; કિંતુ સર્વમાન્ય, શાસ્ત્રવિહિત અને પવિત્ર શિષ્ટ પુરૂષોએ આચરેલ અમુક ઉત્તમ નિયમોને અને અમુક સ્થિતિને ખંતથી દૃઢ આગ્રહ રાખી પાળવામાં રહી હોય એમ અમે ધારીએ છીએ

આ સંબંધમાં પણ સમજ માટે એકાદ બે દાખલા ટાંકીએ. એક મહા સમર્થ ધુરંધર ન્યાયશાસ્ત્રી હતા. તેઓ પોતાનો કાળ પ્રાયઃ ન્યાયશાસ્ત્રના પરિશીલનસાંજ ગાળતા હતા. તેઓની પાસે અનેક શિષ્યો આવી ન્યાયશાસ્ત્રનું ઉચું જ્ઞાન મેળવી જતા હતા. જ્યારે દૈવયોગે એ નૈયાયિક ધુરંધર પંડિતનો અવસાન સમય આવ્યો, ત્યારે તેમના ધર્મ-પરાયણ સેંકડો શિષ્યો ગુરૂજીની શુશ્રુષામાં હાજર થઇ ગયા હતા. અવસાન સમય જોઇ શિષ્યો યાદ આપવા લાગ્યા કે जगत्कारणं चिंत्यताम् जगत्कारणं चिंत्यताम् (જગતના કારણનું=પરમાત્માનું ચિંતન કરો) પેલા ધુરંધર ન્યાયશાસ્ત્રીએ કહ્યું કે पीलवःपीलवःपीलवः (પરમાણુઓ-પરમાણુઓ-પરમાણુઓ). ન્યાયશાસ્ત્રમાં પરમાણુઓને જગતના કારણરૂપ માનવામાં આવે છે અને ન્યાયનો એ પરમાણુવાદ સુપ્રસિદ્ધ છે

આવા મોટા સમર્થ વિદ્વાન્ કે જેમણે સેંકડો શિષ્યોને વિદ્યાદાન આપેલાં હશે, તે દયાળુ પરમધાર્મિક પુરૂષનું દૈવી ગુણોને યોગે કલ્યાણુજ થયું હોવુ જોઇયે એ વાતમાં કશો વિવાદ નથી, પરંતુ તત્વદૃષ્ટિથી જોતાં આ વિદ્યા એક દેશી ગણાય.

આ સંબંધમાં એક બીજી વાત એ પણ સ્મરણમાં રાખવા જેવી છે કે દરેક પુસ્તકમાંથી અને દરેક પ્રબંધમાંથી સાર ખેંચવામાં બહુ સાવધાન રહેવાની જરૂર છે. નહીંતર અનિષ્ટ બાજુ તરફ પણ દોરવાઈ જવાય છે.

મહાભારત સાંભળનાર પેલા પટેલના કુટુંબની વાત સુપ્રસિદ્ધ છે. એક બીજી વાત પણ મારા વાંચવામાં (આગળ) આવી હતી તે પણ આ નીચે ટાંકું છું.

કોઈ એક સદ્‌ગૃહસ્થને કૉલેજમાં કેળવાયેલો કોઈ રાજપુત્ર રસ્તામાં ભેળો થયો. કોઈ વાતચિતના પ્રસંગમાં રાજપુત્રે અસત્ય ભાષણ કર્યું જે ઉપરથી પેલા સદ્ ગૃહસ્થે તેમને કહ્યું કે આપ વિદ્વાન્ છતાં અને ઉત્તમ રાજપુત્ર છતાં આવું અસત્ય ભાષણ કેમ કરો છો? રાજપુત્રે ઉતાવળથી જવાબ આપ્યો કે તમે મહાભારત જોયું છે? એમાં ખોટું બોલવું, દગો કરવો, ખટપટ કરવી, કપટ કરવું એ તો અમારા રાજાના ધર્મ છે. પાંડવોએ કૌરવોને હરાવ્યા તે શ્રીકૃષ્ણના બતાવેલા કપટ દગાથીજ. કપટ દગાવિના અને અસત્યવિના રાજ્ય કેમ ચાલે!

જુઓ આ મહાભારતનો ઇતિહાસ જાણવાનું ફળ.

(સં. ૧૯૪૨ ના આર્ય. પુ. ૧૪ અંક ૫ ફાલ્ગુન.)

મતલબ એટલીજ છે કે સાર ખેંચવામાં હંસદૃષ્ટિ રાખવાની છે. પણ મક્ષિકાદૃષ્ટિ રાખવાની નથી. તેની સાથે મનોબળ પણ એટલું બધું દૃઢ જોઇયે કે ધારેલા ઉચ્ચ લક્ષ્યપરથી જરાપણ ડગાય નહીં.

ઇંગ્રેજી નિબંધકાર એમર્સનના નિબંધનાં (ગુજરાતી તરજુમાનાં) નીચેનાં વાક્યો મનન કરવા યોગ્ય છે.

જો આપણે મનનાજ નિર્બળ હોઇશું અને આપણા હૃદયની પ્રતીતિ આપણનેજ નહીં હોય તો આપણાથી કાંઇ બની શકવાનું નથી એ નિશ્ચય સમજજો. જો આપણે બીકણ હોઇશું તો કોઇ પણ મહદ્ કાર્ય પરમેશ્વર આપણે હાથે કરવાની અપેક્ષા પણ નથી રાખતો એ સ્પષ્ટ છે. આપણા જેવુંજ શિવાજી મહારાજનું હૃદય નિર્બળ હોત તો ધર્મરાજ્ય સ્થપાત નહીં. શૂરા રણજીતસિંહનું મન એવું હોત તો શીખ રાજ્યની સબળતા જણાત નહીં. લૉર્ડ કલાઇવનું મન એવું હોત તો ઇંગ્રેજી રાજ્યનો અમલ જામત નહીં. અને શ્રીમાન્ શંકરાચાર્યનું મન એવું હોત તો વેદાંતનો ધ્વજપટ ફરકાવવાથાં મુશ્કેલી પડત.

( એમર્સન નિબંધ. )

ઉચ્ચાભિલાષા, દૃઢ સંકલ્પ અને આત્મકર્તવ્યના માર્ગમાંથી એક તસુપણ પાછી પાની નહીં ભરવાનો પાકો ઠરાવ એજ જીવિતને સફળ અને ઉચ્ચ બનાવવાનાં સાધનો છે. તથા તેમાંજ ખરેખરો પુરૂષાર્થ સમાયેલો છે. કેળવાયલા મગજનું એ ખરેખરૂં ફળ છે.

પૂર્વનો કાળ ગયો તે સાથે તેવા ( પ્રભાવવાન્ ) પુરૂષો પણ ગયા. અને તે શિક્ષણક્રમ પણ છેક વિલુપ્ત જેવોજ થઇ ગયો.

ઇશ્વરાવતારરૂપે ગણાતા શ્રીકૃષ્ણ ભગવાને પણ સુદામાની સાથે ગુરૂને ઘેર રહી, ગુરૂસુશ્રુષા કરતાં વિદ્યાધ્યયન કર્યું હતું અને તેમને પણ કાષ્ટભાર વહન કરી અકસ્માત્ ભારે તોફાન અને વરસાદ થઈ આવતાં મહાઘોર અંધારી રાત્રીમાં ગહન અરણ્યમાં સુદામાની સાથે ઠેબાં ખાતાં આથડવું પડયું હતું. શોધવા નીકળેલા ગુરૂ સાંદીપનિનો જ્યારે ભેટો થયો ત્યારે ગુરૂજી બોલ્યા કે.

अहो ! हे पुत्रका यूय मस्मदर्थेऽतिदुःखिताः ।
आत्मा वै प्राणिनो प्रेष्टस्तमनादृत्य मत्पराः ॥
तुष्टोऽहं भो द्विजश्रेष्ठाः सत्याः सन्तु मनोरथाः ॥

અહો ! અનુકંપાયોગ્ય પુત્રો, (શિષ્યો) તમે અમારે માટે બહુ દુઃખિત થયા—શરીર કે જે સર્વ પ્રાણિઓને બધી વસ્તુઓના કરતાં વધારે પ્રિય છે, તેની પણ દરકાર રાખ્યા વિના તમે મારી સુશ્રુષા કરી. હે દ્વિજશ્રેષ્ઠો ! હું તમારાપર પ્રસન્ન થયો છું તમારા સર્વ મનોરથ સત્ય (સફળ) થાઓ.

અહો ! કેવા પ્રકારની ગુરૂશિષ્યની ઉચ્ચ લાગણી અને કેવા પ્રકારનો પરસ્પરના ધર્મ બજાવવામાં અડગ આગ્રહ. આજે તો એવા પ્રકારના ગુરૂશિષ્યના ધર્મો વિલુપ્તપ્રાય છે. અને તેને લીધે ભગવતી વિદ્યા દેવીનો પ્રસાદ પણ જેવો જોઇએ તેવો ઉપલબ્ધ થતો નથી. આર્ય નીતિરીતિનો, આર્ય વિદ્યાનો અને આર્ય ધર્મનો પણ ઉત્તરોત્તર હ્રાસ થતો નજરે પડે છે. એ સઘળુ આર્યોના અજ્ઞાનનું, આલસ્યનું, પ્રમાદનું અને ઐકમત્યના અભાવનું પરિણામ છે.

ઇશ્વરકૃપાથી કોંગ્રેસો—સભાઓ-પરિષદો વિગેરેનો પ્રચાર દેશમાં શરૂ થયો છે. એ પણ જાગૃતિની નિશાની છે. પરમકૃપાળુ સર્વશક્તિમાન્ પરમાત્મા એ દ્વારા શુભ પ્રવૃત્તિમાં જોડી દેશને (જનસમાજને) ઉચ્ચ માર્ગ તરફ દોરી જઇ ચરિતાર્થ કરો એમ પ્રાર્થના કરતાં આ લઘુલેખ અત્ર સમાપ્ત કરીએ છીએ. शुभं भवतु.

મિતિ વિ. સં. ૧૯૬૫ શ્રાવણ શુ. ૫ લખનાર,

**મૂળશંકર દયારામ ગોલાધર.**

જૂનાગઢ રાજકીય પાઠશાળાના મુખ્ય શાસ્ત્રી.



# ઝંડુ ભટ્ટજી વિષે મૂળશંકર દયારામે લખેલી નોંધ.

**પરમસ્નિગ્ધ ચિ. પ્રિયબંધુ,**

તમે વારંવાર લખ્યા કરતા હતા. તેમજ પરમસ્નેહી રા. પ્રાણાચાર્યનું પણ વારંવાર લખવું થયું હતું એ વિગેરે કારણથી મુ. મહાત્મા ભટ્ટજી સંબંધે થોડુંક લખી આ સાથે મોકલું છું.

લખવાનો પ્રસંગ હમણાં ઘણા સમયથી છુટી ગયો છે એટલે આમાં બરાબર રંગ ભરી શકયો નથી એમ મને લાગે છે, તો પણ તમે પોતે વાંચી જોશો, તેમજ બીજાને પણ જેને વંચાવવા યોગ્ય લાગે તેને વંચાવી જોશો પછી મને અભિપ્રાય લખી જણાવશો. બધું છપાવવું યોગ્ય લાગે તો તેમ નહીં તો તેમાંથી કાઢી નાખવાની પણ તમને છુટ છે પણ મને જણાવવાની જરૂર છે. તેમજ કાંઇક વધારવું હોય તો પણ છુટ છે પણ જણાવવું જોઇએ કદાચ બરાબર છાપવા ખાતે રૂચિકર ન થાય તો મને પાછું મોકલાવવામાં પણ હરકત નથી. એજ હાલ.

શુભેચ્છક,

**મૂળશંકર દયારામના શુભાશીષ.**

# મરહુમ મહાત્મા વૈ. ઝંડુ ભટ્ટજી
## સંબંધે
# એક અલ્પ સ્મરણ રેષા.

निर्मृष्टमायातिमिरः प्रबुद्धो ध्वस्तवासनः ।
व्यवहारप्रसक्तोऽपि समाधिस्थ इतीर्यते ॥

જે મહાત્મા માયાનું પડળ (આવરણ) ખસી જવાથી તજજન્ય અંધકાર નિવૃત્ત થઈ જવાને લીધે પ્રબુદ્ધ થઇ ગયેલ હોય અને જેની વાસનાનો પણ વિધ્વંસ થઇ ગયો હોય તે ભલે કદાચ વ્યવહારમાં નિમગ્ન દેખાય તો પણ સમાધિસ્થ જ છે.

ઉપરના શ્લોક પ્રમાણે પરમ માનનીય વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજી પણ એક ખરેખર મહાત્માજ હતા. એમની પ્રવૃત્તિ તરફ જોઇએ તો તેનો હેતુ સર્વનું હિત કેમ થાય એજ જણાતો હતો. જીવન પ્રવૃત્તિમય છતાં હૃદય વિરાગમય હતું એજ તેમની ખુબી હતી. જે કાળમાં બહુધા જગતની પ્રવૃત્તિ આપણે સ્વાર્થમય જોઇએ છીએ તે (વર્તમાન) કાળમાં પણ વ્યવહારમાં રહીને વેદાંતસિદ્ધાંતને પ્રાયઃ અનુભવમાં મૂકી શકાય છે અને અહંભાવનો પણ ત્યાગ હોઈ શકે છે એમ જગતને પોતાના દૃષ્ટાંતથી બતાવી આપનાર એ એક અસામાન્ય પુરૂષ હતા. આખા વિશ્વનું કલ્યાણ શી રીતે થાય એ ઉપર તેઓની દયામય, વિશાળ અને ઉદાર દૃષ્ટિ રહ્યા

કરતી હતી; પરંતુ કેવળ પોતાનોજ સ્વાર્થ સાધી લેવાનો ક્ષુદ્ર વિચાર કોઈ સમયે એમને આવતો અમે જોયો નથી. કેટલાક સમયનું એમનું ઔદાર્ય એવું તો અપ્રતિમ હતું કે પોતાનાં શરીર સાથે જડાયેલ કવચ કુંડળને પણ એક ભિક્ષુક તરીકે માગવા આવેલ બ્રાહ્મણને ( બ્રાહ્મણ વેષધારી ઇંદ્રને ) આપી દેનારા દાનવીર કર્ણના ઔદાર્યનું અને ધૈર્યનું સ્મરણ થઇ આવે. એ પ્રસંગમાં કહ્યું છે કે:—

शूरा भवन्ति विदुषामपि नास्ति संख्या
पूर्णं वनं व्रतरतैर्विरलस्तु दाता ।
म्लानिं प्रयाति सितसत्वमयस्य यस्य
देहप्रदानसमयेऽपि न चित्तवृत्तिः ॥

મતલબ એવો છે કે જગતમાં શૂરવીર પુરૂષોપણ હોય છે, વિદ્વાનોની પણ સંખ્યા નથી, વ્રત કરનાર તપસ્વીઓ વડે જંગલ ભરપૂર હોય છે, પરંતુ એવો ખરો દાતા પુરૂષ તો વિરલજ મળી આવે છે કે જેની શુદ્ધસત્વમયવૃત્તિ પરહિત માટે દેહનું પ્રદાન કરવું પડે તેવા પ્રસંગમાં પણ મ્લાનિને નથી પામતી ( સંકુચિત થતી નથી). કાળની અનંતતા તરફ નજર કરીએ તો આ માનવ જીવન એ એક અગાધ મહાસાગરના અલ્પબિંદુ જેવું છે, છતાં જેઓનું એ અલ્પજીવન પણ વિશ્વના હિતમાં વ્યતીત થયું હોય અને બીજાઓને અનુકરણ કરવા યોગ્ય થઇ પડયું હોય તો તેઓ સફલ ચરિતાર્થ છે.

દરદીઓના તરફ તેમનું અપાર વાત્સલ્ય હતું. પોતાની પ્રકૃતિ અસ્વસ્થ હોય છતાં તેની પણ દરકાર ન રાખતાં તેઓ દરદીની સાર-

વાર કરતા એ તો મેં પોતે જાતે અનુભવ્યું છે. દરદી માટે પોતાના ઘરના પૈસા વાપરીને પોતે જાતે શ્રમ વેઠીને તેને જોઇતી બીજી પણ મદદ કરી તેઓ ભારે સાહાય્ય આપતા. તેમનું હૃદયજ દયાનો એક ઝરો હોય એવું હતું.

એ મહાત્માની આ લખનાર તરફ સારી પ્રીતિ હતી. હું જ્યારે કચ્છમાં નોકર હતો ત્યારે, જ્યારે જ્યારે દેશમાં આવતો ત્યારે તેઓ લગભગ છ છ મહીના સુધી મને ખાસ આગ્રહ કરી રોકી રાખતા–એક વખત તો વર્ષ દોઢ વર્ષ જેટલો લાંબો સમય તેમના આગ્રહથી મારે રોકાઇ રહેવું પડયું હતું.

મહાકવિ ભવભૂતિ સત્ય કહે છે કે—

व्यतिषजति पदार्थानान्तरः कोऽपिहेतु र्न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

પોતાના વ્યાવહારિક કર્તવ્યમાં તેઓ બહુ નિપુણ હતા છતાં વિશ્વહિતૈ ષિતા, દયા, ક્ષમા, ઔદાર્ય, વિવેક, વિરક્ત વિગેરે ગુણોનો ચળકાટ એમનામાં સ્પષ્ટપણે પ્રકાશતો હતો. દરદીઓ ઉપર બરાબર અસર કરે એવાં અને એક વખત તો મોતના પંઝામાંથી પણ માણસને બચાવી લે એવાં ઔષધો તૈયાર કરવાં અને તેને યથોચિત વિચારપૂર્વક વાપરી શકે અને ધાર્યા પ્રમાણે પરિણામ લાવી શકે એવા સદ્‌ગુણી, વિદ્વાન્, દઢશરીરવાળા અને સારાં મનોબળવાળા જણો તૈયાર કરવા એવી એમની ઉગ્ર ઇચ્છા હતી; જેથી આ વ્યક્તિઓ પોતાનું અને લોકનું બન્નેનું હિત સાધી શકે. તેઓ વૈદ્યના પોતાના ધંધાને એક કમાવાના ધંધા તરીકે નહીં પણ

સ્વધર્મ તરીકે ગણતા અને તેને લીધે પૈસાની દરકાર ન રાખતાં વગર ફીયે ગાંઠના પૈસા વાપરીને જરૂરનાં બીજાં કાર્યો પડતાં મૂકીને, નિસ્પૃહપણે શરીરને કષ્ટ આપી, દયાવૃત્તિથી અને વાત્સલ્યભાવથી દરદીઓને સંભાળતા. તેઓનું ઔદાર્ય ખરેખર એક રાજા જેવું હતું; તેમજ બીજી સ્થિતિ પણ રાજા જેવીજ હતી એમ કહીયે તો તે ખોટું નથી. એમ છતાં સ્વધર્મ પાલનમાં દૃઢ આગ્રહ, પરમાર્થ પરાયણતા અને ઇશ્વરભજનમાં દૃઢ પ્રેમ જોઈ એક કવિએ જનક રાજાના વંશજ માટે જે વર્ણન લખ્યું છે તે વખતે વખતે મને યાદ આવતું હતું:—

ज्याघातः कार्मुकस्य स्पृशति करतलं कंठमोंकारनाद-
स्तेजो भाति प्रतापाभिधमवनीतले ज्योतिरात्मीयमन्तः ॥
राज्यं सिंहासनश्रीः शममपि परमं वक्ति पद्मासनश्रीः

ઇત્યાદિ—

ઘણાં વર્ષો ઉપર सार्वभौम ब्रह्ममीमांसा એવા નામનો એક ગ્રંથ તેઓ તૈયાર કરાવતા હતા. જેમાં એક બાજુ (વ્યવહાર પક્ષમાં) સાર્વભૌમ-સ્થિતિ અને બીજી બાજુ (પરમાર્થ પક્ષમાં) બ્રહ્મમીમાંસા એ બે વિષય સાથે સાથે સિદ્ધ થાય એવી યોજના ગોઠવાતી હતી. મારી સાથે નિશ્ચિત થયેલા વિચારો પણ એક ચોપડીમાં લખાયા હતા કે જે પોતે પોતાની પેટીમાં રાખતા. પણ સાંભળવા પ્રમાણે મહીસૂરની મુસાફરીમાં એ પેટી ગુમ થઇ જતાં એ પેટી ભેળા જ આ કાગળો વિલુપ્ત થઈ ગયા હોય એમ મારા જાણવામાં આવ્યું છે.

લગભગ આજથી ત્રીશ પાંત્રીશ વર્ષ ઉપર પોતે પોતાની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી ગામ બહાર હવાફેર માટે રહેતા હતા; ત્યારે મેં કેટલાક

પ્રશ્નો રા. સુજ્ઞ ભાઇશ્રી પ્રભુલાલભાઈ સાથે લખી પૂછ્યા હતાઃ—જેમકે સારી સ્થિતિ એટલે શું ? તે શાથી પ્રાપ્ત થાય ? દુઃખ છતાં તેની અસર મન ઉપર શી રીતે ન થાય ? પ્રારબ્ધ અને ઇશ્વર ઉપર દૃઢ વિશ્વાસ કેમ બંધાય ?.... ..મંત્રશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે બરાબર ફળ થાય છે કે કેમ ? આપનો એમાં શો અનુભવ છે ? વિગેરે પ્રશ્નો હતા, જેના જવાબો થોડા અક્ષરોમાં પોતે જ પોતાના હાથથી લખી મોકલ્યા હતા. પણ એ કાગળીયોજ હમણાં બહુ બહુ શોધ કર્યા છતાં હાથ નથી આવતો, ક્યાંય મૂકાઈ ગયો, કિંવા કોઇને દેવાઈ ગયો, એ સ્મૃતિમાં નથી આવતું. મારી પોતાની સ્થિતિમાં આવડી લાંબી મુદ્દતમાં અનેક ફેરફારો થઈ ગયા એટલે તેને લીધે પણ એ જડ્યો નથી. એટલે હવે એ વિષય અહીં લખવું નિષ્પ્રયોજન લાગે છે. જીંદગીનાં છેવટનાં વર્ષોમાં કેટલાક વખત સુધી એમને છાતીમાં દુખાવો, શિરોવ્યથા વિગેરે થયા કરતું જેને લીધે તેમની પ્રકૃતિ વખતોવખત અસ્વસ્થ થઈ જતી હતી. એક દિવસ શિરોવેદનાને લીધે તેઓ આરામમાં હતા અને તેમની યથોચિત પરિચર્યા થયા કરતી હતી તે સમયે પ્રસંગ નીકળી આવતાં મેં તેમને પૂછ્યું હતું કે દુઃખ છતાં મનને તેની અસર ન થાય એમ બનતું હશે ખરૂં ? જવાબમાં પોતે કહ્યું કે મને બહારની (પૈસા વિગેરેની) ગમે તે પ્રકારની વિપત્તિ હોય અને બીજાને તે ગમે તેવા મ્હોટા પહાડ જેવી લાગતી હોય પણ મારા મનમાં તેની કશી અસર થતી નથી. પરંતુ શરીરમાં જ્યારે પીડા થવા માંડે છે, ત્યારે તેની અસર થયા વિના નથી રહેતી; પણ શારીરિક પીડાની પણ જેને અસર ન થાય, એવા પણ પુરૂષો હોય છે ખરા; એમ કહી તેમણે મરહૂમ મહારાજા જામસાહેબના સુપ્રસિદ્ધ વજીર દેશળભાઇનો દાખલો આપ્યો હતો. પોતે (ઝંડુ ભટ્ટજી) તે સમયમાં યોગાભ્યાસ કરતા તેને લીધે

યોગબળથી હોય કિંવા વૈદ્ય વિદ્યામાં ભારે નિપુણતાને લીધે હોય પણ એક માસ અગાઉ કે જે સમયે મજકુર વજીર સાહેબના શરીરમાં જરા પણ રોગ જણાતો નહતો અને શરીર લાલચોળ હતું તે વખતે પોતે તેમને કહ્યું હતું કે "તમારા શરીરની તમે બરાબર સંભાળ રાખો અને આજથીજ કાંઈક રસાયન ખાતા જાઓ; મને એમ લાગે છે કે કદાચ એકાદ માસમાં તમને કોઈ ભયંકર વ્યાધિ થઈ આવે માટે ઔષધ ખાવાની જરૂર છે". પણ તે વખતે તે વાત પર કોઈએ ધ્યાન આપ્યું નહતું. બરાબર એક માસ પછી વજીર સાહેબને ખરેખર પાઠાંનો ભયંકર વ્યાધિ થઈ આવ્યો અને એ કેસ અસાધ્ય જ લાગવાથી ભટ્ટજીએ પહેલેથી જ ડાક્ટર સાહેબને સોંપ્યો હતો. ડાક્ટર સાહેબને છેવટ તેનું ઓપરેશન કરવું પડ્યું હતું. અને જ્યારે એમનું શરીર નહીં રહે એમ જણાયું ત્યારે ખુદ નામદાર મરહૂમ મહારાજા જામસાહેબ વિભાજી પોતાના માનીતા પ્રિય વજીરને જોવા પધાર્યા હતા. તે વખતે તેની (આસન્ન મરણની) ભયંકર દુઃખમય સ્થિતિ જોઈ સ્નેહને લીધે મરહૂમ મહારાજા જામસાહેબની આંખમાં અશ્રુ આવી ગયાં, પરંતુ તે વજીર સાહેબને તો જરા પણ અશ્રુપાત કે તીવ્ર વેદના થયાના ભાવ જેવું કશું જણાતું ન હતું. તેઓ શાંત ચિત્તે વિવેકથી વાતચિત કરતા હતા. એવા સમયમાં પણ તેનું ચિત્ત અવિકૃત જણાતું હતું (પછી તો તેનું શરીર પડી ગયું). આ દૃષ્ટાંત આપી ભટ્ટજીશ્રીએ કહ્યું હતું કે એવાં હૃદય પણ હોઈ શકે છે ખરાં કે શારીરિક પીડાની પણ જેને અસર ન થાય પણ જેનામાં તે હોય છે તેનામાં સ્વાભાવિકજ હોય છે વિગેરે પ્રસંગ ચાલ્યો હતો. અસ્વસ્થ દશામાં પણ પોતે શાંતિથી આવી વાતો કરતા હતા. તેથી તેમની તિતિક્ષા શક્તિ સ્પષ્ટ જણાતી હતી. એમનું આત્મબળ અસાધારણ હતું. પોતાના દૃઢ સંકલ્પ બળથી ધારેલું કામ બનતાં સુધી

તેઓ પારજ પાડતા; છતાં તેમનું મન નિરભિમાન હતું. એમના અનેક કંઠસ્થ શ્લોકોમાંથી આ નીચે હું એકજ શ્લોક મૂકું છું જેથી તેના દઢ મનોબળનું અનુમાન થઈ શકશે.

**औषधानां सुमंत्राणां बुद्धेश्चापि महात्मनाम् ।**
**असाध्यं नाम नैवास्ति यद्ब्रह्मांडस्य मध्यगम् ॥**

એમનું ધૈર્ય, ગાંભીર્ય અને વૈરાગ્યબળ એવું તો પ્રબળ હતું કે હર્ષ વિષાદથી એમનું ચિત્ત વિકૃત થયેલું કે ડોળાયલું કોઈ સમયે દષ્ટિયે નથી પડ્યું. એમની વાણીનો પ્રભાવ જ કાંઇક દિવ્ય અને વિલક્ષણ હતો. તેમજ નેત્રના અદશ્ય પ્રવાહમાંથી પણ કેમ જાણે નિરંતર દયા, મૃદુતા, અને સ્નિગ્ધતા ઝરતાં હોય એમ લાગતું હતું. એમનું અગાધ અને વિશાળ હૃદય કેમ જાણે જ્ઞાન, વિરાગ, યોગ, દયા, ઉદારતા, મનસ્વિતા આદિનો તો અક્ષય ખજાનો હોય એવું હતું ! તેઓ કહેતા કે **विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ॥** વિકારનું કારણ છતાં જેનું મન વિકાર ન પામે તેજ ખરેખર ધીર છે. યોગવાસિષ્ટ પણ તેજ પ્રમાણે કહે છે કેઃ-

**कोपं विषादकलनां विततं च हर्षं ।**
**नाल्पेन कारणवशेन वहंति सन्तः ॥**

**सर्गेण संहृतिजवेन विना जगत्यां ।**
**भूतानि भूप न महांति विकारवन्ति ॥**

**( योगवा. )**

મહાપુરૂષોનાં ચરિત્રો એવાં હોય છે કે સારો લેખક લખવા બેસે તો તેના મ્હોટા ગ્રંથો થાય. વળી આ મહાત્મા વિષે મારા બીજા સુજ્ઞ મહાશય બંધુઓએ ઠીક વિસ્તારથી લખ્યું હોય એમ પણ ખાત્રી છે એટલે માત્ર આ એક અલ્પ સ્મરણરેખા બતાવી આ કલમ અહીંજ વિરમે છે.

મરહુમ માન્ય મહાત્મા ઝંડુ ભટ્ટની વિદેહ મુક્તિ થતાં ખિન્ન થયેલા હૃદયને જે કાંઇ લાગી આવ્યું હતું તે બતાવનાર તે વખતના બનેલા મારા શ્લોકોમાંથી આ એક શ્લોક નીચે લખું છું.

निःसंगोऽपि जनैः सदा परिवृतः स्निग्धोऽपि वैराग्यवान्
निर्द्रव्योऽपि विभूतिमान् व्यवहृतेः कर्ताऽप्यकर्तैत्र यः ।
निस्त्रैगुण्यदशेव विस्मयशतैर्युक्ता शुभा यत्स्थिति
स्तस्य श्रीकरुणाशिवस्य विरहः संतापयत्यद्य माम् ॥

એમનું વૈદ્યવિદ્યાનું અસાધારણ જ્ઞાન અને શોધ એટલાં બધાં સુપ્રસિદ્ધ છે કે તેના વિવેચનની બહુ અપેક્ષા રહેતી નથી. તેમ લખવા માંડીએ તો તેમાં ઘણું લખવું પડે જેને લીધે આ અલ્પ સ્મરણ રેખામાં તેનો વિશેષ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

આખા વિશ્વના હિતમાંજ જેનું બધું જીવન વ્યતીત થયું છે, એવા આ અદ્વિતીય મહાશય નરનો અવિનશ્વર આત્મા સદા શાશ્વત શાંતિ ભોગવો એમ હું ચાહું છું. (તથાસ્તુ.)

**લખનાર—ભવાટવીનો એક દીર્ઘ પ્રવાસી.**

# સુખપ્રાપ્તિનો માર્ગ.

## (આર્યધર્મપ્રકાશ વિ. સં. ૧૯૫૭ના અંક ૨-૩-૪ માં છપાયેલો નિબંધ.)

આ સંસારમાં સર્વ પ્રાણિઓ પોતાને સુખ શી રીતે મળે તે શોધે છે અને પોતાના મનને જે માર્ગ અનુકૂળ જણાયો તે રસ્તે દોરવાઈ સુખ-લાલસાથી આગળ વધતાં પોતાના કાળનું નિર્ગમન કરે છે. કોઈ સમયે તેને તે માની લીધેલું સુખ, કેટલેક અંશે મળે છે અને કોઈ વખત તો મરૂભૂમિમાં દેખાતાં ઝાંઝવાનાં જળની પેઠે તે દૂર અને દૂર જ ભાસ્યા કરે છે. આવી જગતની પ્રવૃત્તિ સામાન્ય દૃષ્ટિથી આપણે જોઇયે છીયે. કોઇક સદાચારને જ પોતાના સુખનું સાધન સમજે છે, કોઇક દ્રવ્ય આદિ વૈભવને જ કિંવા ઐશ્વર્યને જ સુખકારક માને છે; કેટલાક લોકો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયોમાં જ સુખ રહેલું છે એમ ગણી તે તરફ અતિ આસક્તિથી દોરવાયા જાય છે અને વિષય-સંયોગને જ સુખના હેતુરૂપ સમજે છે. કેટલાક કીર્તિને જ સર્વોત્તમ સમજી પોતાનું સુખ તેમાંજ સમાયેલું છે એમ ધારે છે. કેટલાક તો સદ્‌ગુણોને જ પોતાનું જીવિત સર્વસ્વ સમજી તે જ સુખ મેળવી આપનાર છે એમ માને છે. અને કેટલાક સદ્વિદ્યાને જ સુખના કારણરૂપ ગણી તે તરફ જ પોતાની ચપળ ચિત્ત વૃત્તિને દોરી જાય છે. દુનીયામાં આવા પ્રકારની અનેક પ્રવૃત્તિઓ થતી આપણી નજરે પડે છે. ગમે તેવા પ્રકારની પ્રવૃત્તિ હો, પરંતુ તેનો મૂળ હેતુ શોધવા જઇશું તો સુખાભિ-

લાપા શિવાય બીજો કશો જડશે નહીં. આમ છતાં સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરશું તો વસ્તુતઃ સુખ મેળવી કૃતકૃત્ય થઈ આનંદમય દશામાં જીવન ગાળનાર નરરત્ન કોઇક વિરલ જ મળશે. ત્યારે હવે આમ શાથી થાય છે? સુખનું ખરૂં સાધન, અધિષ્ઠાન અને પ્રતિબંધક શું છે? એ આદિ-વિષયપર અત્રે આપણે કાંઈક વિચાર ચલાવીયે.

પ્રથમ તો આપણે એ વિચાર કરીયે કે સુખ કયે સ્થળે રહેલું છે? જો એમ કહીયે કે તે બાહ્યવસ્તુનિષ્ઠ છે તો તે સાવ અસંગત છે, કેમકે જો તેમ હોય તો એકજ વસ્તુ એકને સુખજનક અને અન્યને દુઃખજ–નક શા માટે થાય છે? એકજ ચંદ્રમા ચકોરને આલ્હાદકારક અને ચક્રવાકને તાપજનક કેમ થઇ પડે છે? એકજ કામિની વિષયીને સુખનું દ્વાર અને વિરક્તને દુઃખનું દ્વાર શા માટે જણાય છે? એકજ દ્રવ્ય એકને અપ્રતિમ સુખ આપનાર અને ઈતરને ઉન્માદ મરણ આદિ અનેક અનર્થ પરંપરા ઉપજાવનાર કેમ નીવડે છે? આ વિષયપરત્વે વિચાર કરતાં સિદ્ધ એ થાય છે, કે સુખદુઃખ આદિ સર્વ ભાવો જડ પદાર્થના ધર્મો નથી અને તે હોઈ પણ શકે નહીં, કિંતુ એ સર્વ, પ્રકૃતિ, પ્રારબ્ધ, દેશ, કાળ, સ્થિતિ, સંસ્કાર, વાસના, સંગતિ આદિને અનુસરી સત્વ, રજસ્, અને તમસ્, એ ત્રણ ગુણના ન્યૂનાધિક ભાવથી ( આકાશમાં પ્રતિક્ષણે દેખાતા અનેક રંગોની પેઠે ) પ્રતિક્ષણે અનેક રૂપે ઉદ્ભવતી મનોવૃત્તિનું જ એક પરિણામ છે અને તેથીજ એક વસ્તુ, તેવા તેવા ગ્રાહકની તેવી તેવી વૃત્તિને તેવાં તેવાં અનેક ભિન્નભિન્ન રૂપે અનુભવમાં આવે એ વાત યુક્તિ-યુક્ત છે. સુખ પણ એક આવાજ પ્રકારનો પદાર્થ છે. એટલે તેને આપણે મનોમય કહીયે તો તે અસંગત નથી. જુઓ નીચેનાં શાસ્ત્ર વચનો આ વાતને પુષ્ટિ આપે છે.

वस्त्वेकमेव दुःखाय, सुखायेर्ष्योद्भवायच ।
कोपाय च यतस्तस्माद्वस्तु दुःखात्मकं कुतः ॥
तदेव प्रीतये भूत्वा पुनर्दुःखाय जायते ।
तदेव कोपाय ततः प्रसादाय च जायते ॥
तस्माद्दुःखात्मकं नास्ति न च किंचित्सुखात्मकम् ।
मनसः परिणामोऽयं सुखदुःखोपलक्षणः ॥

वि. अं. २ अ. ६

એકજ વસ્તુ દુઃખકારક હોઇ પાછી તેજ સુખકારક થાય છે. અને વળી તેજ પુનઃ ઇર્ષ્યાને ઉત્પન્ન કરે છે અને પાછું તેજ કોપના હેતુરૂપ થાય છે, તો પછી વસ્તુની દુઃખાત્મકતા કેમ કહી શકાય? તેનું તે એકજ વસ્તુ પ્રીતિકારક થઇ પાછું દુઃખજનક થાય છે અને પાછું તેજ કોપ અને પ્રસાદ એ બન્નેને ઉપજાવે છે; તેથી જણાય છે કે કોઇ પણ વસ્તુ સુખાત્મક કે દુઃખાત્મક નથી, કિંતુ એ સુખ દુઃખ આદિ સઘળો એક મનનો જ પરિણામ છે. (આખું અધ્યાત્મશાસ્ત્ર આ વિષયનું સાધક છે.)

એ પ્રમાણે તત્ત્વદૃષ્ટિથી જોતાં તો સુખ પણ ઇતર રાગ દ્વેષાદિની પેઠે એક માનસિક વસ્તુ છે. અને તે મેળવવામાં સંતોષ એ એક ઉત્તમ સાધન છે. મનને સન્માર્ગમાં જોડી દઇ જે કાંઇ (લાભ, હાનિ, સુખ, દુઃખઆદિ) દૈવયોગે આવી મળે તેમાં સંતોષ માની લેવાની ટેવ પાડી હોય તો તે સુખમય દશાના પવિત્ર પ્રાસાદમાં પહોંચવાનું એક સરસ અને

ઉચ્ચ દ્વાર છે. બીજા ગમે તેટલા અક્, ચંદન, વનિતા આદિ વિષયો કિંવા જગતમાં સુખસાધકરૂપે મનાતા વિવિધ પદાર્થો હાજર રાખવામાં આવ્યા હોય તોપણ તેથી જો (કોઈ પ્રતિબંધક કારણ કલાપને યોગે) સંતોષની પ્રાપ્તિ ન થઈ તો તે સર્વ ઉષર (ખારી) ભૂમિમાં વાવેલાં બીજની પેઠે નિરર્થક નીવડે છે. એ સઘળા પદાર્થો સંતોષ દ્વારાજ સુખ કિંવા આનંદ ઉપજાવે છે. આ વિષય પરત્વે આપણાં પવિત્ર આર્યશાસ્ત્રો શું જણાવે છે તે આપણે જોઇયે.

**संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।**

**संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥**

**(मनुः अ. ४–१२)**

સુખાર્થી પુરૂષે પરમ સંતોષનો આશ્રય પકડી નિયમિત રહેવું કેમકે સુખનું મૂળ સંતોષ છે અને અસંતોષ દુઃખનું મૂળ છે.

**संतोषादनुत्तमः सुखलाभः ॥**

(સંતોષથી ઉત્તમોત્તમ સુખનો લાભ થાય છે.)

ભાષ્યકાર બાદરાયણે આ સૂત્રનું વ્યાખ્યાન કરતાં (ભાષ્યમાં) જણાવ્યું છે કે—

**यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखं ।**

**तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलां ॥**

લૌકિક વિષય સુખ અને (પરલોક સંબંધી) મ્હોટું દિવ્ય સુખ એ બન્ને તૃષ્ણાક્ષયથી (સંતોષથી) થતાં સુખની સોળમી કળા બરાબર પણ નથી.

પુરાતન ઇતિહાસરૂપ શ્રીમહાભારત પણ જણાવે છે કે—

**लाभानां श्रेष्टमारोग्यं, सुखानां तुष्टिरुत्तमा ।।**

સર્વ લાભોમાં આરોગ્યનો લાભ શ્રેષ્ટ છે અને સર્વ સુખોમાં સંતોષ સુખ ઉત્તમ છે.

જે સ્થળે અસંતોષ રૂપ વિષવૃક્ષની મલિન અને અનિષ્ટ છાયા પડતી હોય ત્યાં સુખ રૂપ ચાંદિનીનો પ્રકાશક ચળકાટ પ્રવેશ જ કરી શકતો નથી. અને જ્ઞાન નિષ્ઠા કે જે નિખિલ દુઃખ ક્ષયના હેતુરૂપ છે, તેનો આભાસ માત્ર પણ એ દૂષિત ચિત્તમાં પડતો નથી.

સાંખ્ય પ્રવચન ભાષ્યમાં જણાવ્યું છે કે.

**आशावैवश्यविरसे चित्ते संतोषवर्जिते ।**
**म्लाने वक्त्रमिवादर्शे न ज्ञानं प्रतिबिंबति ।।**

જેમ મલિન (મેલા) અરીસામાં-મુખનો-પ્રતિબિંબ નથી પડતો તેમ આશાની પરાધીનતા વડે વિરસ થઈ રહેલાં સંતોષ રહિત ચિત્તમાં જ્ઞાન પ્રતિબિંબિત થતું નથી.

વળી માનવ પ્રકૃતિની કાંઇક ખાસીયત જ એવી છે અથવા તો મનનો ધર્મ જ કોઇક એવા પ્રકારનો છે કે તે સદૈવ અભિનવ વિષય તરફ ખેંચાય છે. જ્યાં સુધી એક વસ્તુ તેને અપ્રાપ્ત હોય ત્યાં સુધી તેની પ્રાપ્તિને માટે તે મથે છે; પરંતુ તેજ વસ્તુ તેને મળ્યા પછી તેના ઉપરનો તેનો મોહ જતો રહે છે અને તે વસ્તુ એક બાજુ રાખી વળી મન ઇતર વસ્તુમાં ઇષ્ટત્વ આરોપી તે તરફ દોડે છે અને દૈવયોગે જો તે પણ મળી

જાય તો પછી વળી ત્રીજી જ બાબત તરફ તે દોરાય છે. આવી રીતે અનંત તૃષ્ણાપાશથી બંધાઈ, અનેક મનોરથ પરંપરાઓમાં તણાતો જતો અને આ મહાન્ સંસાર વૃક્ષની વિષય રૂપ વિષમ (અટપટી) વિશાળ શાખાઓમાં ભમ્યા કરતો, મનરૂપ મદોન્મત્ત મહામર્કટ સંતોષના અવલંબ વિના ખરા સુખરૂપ અમૃતનો મધુર રસાસ્વાદ શી રીતે લઈ શકે? વળી જગતમાં સર્વ અભીપ્સિત વસ્તુનો લાભ સર્વને ક્યાં થાય છે? સંસારમાં સર્વથા અને સર્વદા સુખી એવો પુરૂષ ક્વચિત્ અને કોઇક જ હશે. કર્મની વિચિત્રતાથી વિચિત્રરૂપે દેખાતી આ સૃષ્ટિ રચનામાં સર્વ પ્રકારની અનુકૂળતા ક્યાં મળે છે અને કોને મળે છે? બીજાની દૃષ્ટિમાં સુખી દેખાતા ગૃહસ્થવર્યનો પ્રતિજ્ઞાથી રહસ્યમાં તપાસ કરશો તો જણાશે કે તેઓમાં પણ કોઈ જાતનો છુપો અસંતોષ રહેલો છે. જનસંપત્તિ, ધનસંપત્તિ, અધિકારસંપત્તિ આદિમાં જેમ જનસમાજમાં મનાયેલું સુખ દેખાય છે, તેમજ તેના પ્રમાણમાં કેટલુંક દુઃખ પણ રહ્યું હોય છે કે જે તે સ્થિતિ પ્રાપ્ત થયા વિના જાણી શકાય નહીં. આ ઉપર થીજ એક પંડિતે જણાવ્યું છે કે.

**ईप्सितं मनसः सर्वं कस्य संपद्यते सुखम् ।**
**दैवाधीनं यतः सर्वं तस्मात् संतोषमाश्रयेत् ॥**

મનનું ઇચ્છેલું સર્વ સુખ કોને મળે છે? કેમકે સર્વ દૈવાધીન છે માટે સંતોષનો આશ્રય કરવો.

તૃષ્ણા ખરેખર દુષ્પૂર છે. વિષય ભોગની લાલસા તૃપ્ત કરવા પોતાના પુત્રનું યૌવન માગી લઈ અનેક વર્ષો પર્યંત, વિવિધ વિષય વિલાસ

ભોગવ્યા છતાં રહી ગયેલી ચિત્તની અતૃપ્તિને લીધે નિર્વેદ પામેલા મહારાજા યયાતિયે છેવટ કહ્યું છે કે

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाऽभिवर्धते ॥** मनुः अ. २

વાસનાની શાંતિ વિષયોના ઉપભોગથી કદી પણ થતી નથી કિંતુ ઘી વડે જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ઊલટી તેથી તે વધે છે.

જળમાં મત્સ્યના સહવાસથી વિષય વાસના વડે આકર્ષાયેલા યોગીંદ્ર મહર્ષિ સૌભરિયે પણ પોતાના અપ્રતિમ યોગબળથી ઉત્તમ ઐશ્વર્ય પૂર્વક ખૂબ વિષય ભોગ ભોગવ્યા છતાં સ્થિતિ કરી રહેલી અતૃપ્તિને યોગે નિર્વેદ પામી છેવટ અનુભવથી કહેલું છે કે.

**मनोरथानां न समाप्तिरस्ति, वर्षाऽयुतेनापि तथाब्दलक्षैः ।**
**पूर्णेषु पूर्णेषु पुनर्नवाना मुत्पत्तयः संति मनोरथानाम् ॥**

**( वि. अं. ४ )**

**અર્થ**—દશ હજાર કિંવા લાખો વર્ષથી પણ મનોરથોનો અંત આવતો નથી; જેમ જેમ મનોરથો પૂર્ણ થતા આવે છે તેમ તેમ નવા નવા મનોરથોના અંકુરો ઉત્પન્ન થતા જાય છે.

અનંત મનોરથોના પ્રવાહપૂરમાં તણાતા જતા અને તૃષ્ણાના ઉછળતા તરલ તરંગો સાથે અથડાવાથી દિગ્મૂઢ બની ગયેલા, અગાધ ભવસાગરમાં ગળકાં ખાતા અસહાય જીવાત્માને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આદિ રૂપ મોહોટા મઘરમચ્છના સપાટામાંથી સંતોષ જ છેવટ હસ્તાવલંબ આપી ઉગારે છે.

ઇંદ્રિયોનો વિષયો સાથે સંબંધ થતાં તે સમયે અતિ રમ્યતા અને મધુરતા બતાવી માનવ મનને પોતાના તરફ આકર્ષતું

**યદ્યપિ.** એક પ્રકારનું રાજસ સુખ અનુભવમાં આવે છે. અને તે અનાદિકાલીન રાજસ સંસ્કારોને લીધે, ચિત્તને રૂચે છે. તથાપિ તે ક્ષણિક અને વિનશ્વર હોવાથી તથા અનેક દુઃખબીજોની પ્રસવભૂમિ રૂપ હોવાથી જો તેમાં અત્યંત અભિનિવેશ રાખવામાં આવે તો તે પરિણામે ખરા સુખના અંતરાય રૂપ અને દુઃખના નિદાન રૂપ થઈ પડે છે.

જગતમાં મનાતાં સુખના સંબંધમાં પણ સાંખ્યાચાર્ય ભગવાન કપિલ દેવનાં વચનો મુમુક્ષુને મનન કરવા યોગ્ય છે. તેમણે કહ્યું છે કેઃ—

**कुत्राऽपि कोऽपि सुखी ॥ ६—७—**

**तदपि दुःखशबलमिति दुःखपक्षे निक्षिपते विवेचकाः ॥ ६—८**

**( सांख्यसूत्र अ. ६—सू—७—८. )**

( જગતમાં શોધશું તો ) ક્યાંકજ કોકજ સુખી હશે.—૬-૭—

અને તે સુખ પણ દુઃખમિશ્રિત હોવાથી સારાસારવિવેચક વિવેકી પુરૂષો તેને દુઃખપક્ષમાં ગણે છે. ૬-૮—

વૈષયિક સુખ પામર અને વિષયી એ બે પ્રકારના જીવોને તો સુખ રૂપજ લાગે છે. પરંતુ તેના કરતાં ઉચ્ચ દશાવાળા અને ઉચ્ચ વાસનાના બળથી અન્ય સ્પૃહણીય સામ્રાજ્ય આદિ અતુલ ઐશ્વર્યને અને આશ્ચર્યકારક યોગસિદ્ધિઓને પણ એક અંતરાય રૂપ ગણતા એવા ઇશ્વર કોટિમાં ગણવા યોગ્ય મહાનુભાવોને એ આપાતરમ્ય વૈષયિક સુખ સુખરૂપ નહીં કિંતુ દુઃખરૂપ જ પ્રતીતિમાં આવે છે.

જૂઓ ભગવાન્ મહર્ષિ યોગાચાર્ય પતંજલિયે પણ જણાવ્યું છે કે.

**परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः॥**

**पातंजलसूत्र द्वितीयपाद. सू. ॥ १५ ॥**

પરિણામદુઃખ, તાપદુઃખ, અને સંસ્કારદુઃખને લીધે તથા સત્વગુણ રજોગુણ અને તમોગુણથી થતી વિવિધ વૃત્તિઓના વિરોધને લીધે વિવેકી પુરૂષની દૃષ્ટિમાં સર્વ (બીજાને સુખરૂપ ભાસતું વસ્તુ પણ) દુઃખ રૂપજ છે.

**श्रीमद्भगवद्गीता**માં સુખ ત્રણ પ્રકારનું જણાવ્યું છે.

**यदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ॥**
**तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥**

**विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥**

**यदग्रे चाऽनुबंधे च सुखं मोहनमात्मनः ॥**
**निद्राऽऽलस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

જે સુખ આરંભમાં વિષના જેવું કઠિન (મનને ન રૂચે એવું) હોઇ પરિણામે અમૃતના જેવું નીવડે છે, તે આધ્યાત્મિક બુદ્ધિ પ્રસાદથી ઉત્પન્ન થતું સુખ સાત્વિક કહેવાય છે. ॥ ૩૭ ॥

જે સુખ વિષય અને ઇંદ્રિય એ બન્નેના સંયોગ થતાં તે સમયે પ્રથમ અમૃતના જેવું જણાય છે અને પરિણામે (છેવટ) જે વિષના જેવું નીવડે છે તે (વૈષયિક) સુખ રાજસ કહેવાય છે. ॥ ૩૮ ॥

જે સુખ આરંભમાં અને અંતમાં આત્માને મોહ ઉપજાવનારૂં છે તે નિદ્રા, આલસ્ય, પ્રમાદ, આદિથી થતું સુખ તામસ કહેવાય છે. ॥૩૯॥

શ્રીમદ્ભાગવતમાં તો ટુંકામાંજ જણાવ્યું છે કે.

**सात्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम् ॥ तामसं मोहदैन्योत्थं॥**

આધ્યાત્મિક સુખ સાત્વિક કહેવાય, વૈષયિક સુખ રાજસ અને મોહદીનતા આદિથી થતું સુખ તામસ કહેવાય. ઇત્યાદિ.

રજોગુણી જીવોને જો કે તામસ સુખની અપેક્ષાએ રાજસ સુખ કાંઇક ઠીક જણાય પરંતુ સાત્વિક સુખના અધિકારી કિંવા તેનો જેને અનુભવ થયો હોય તેવા જીવો તો એ રાજસ સુખને હેયદૃષ્ટિથી જુવે છે.

જૂઓ યોગસૂત્ર, વ્યાસભાષ્ય દ્વિતિયપાદ સૂત્ર ૧૫ નું વ્યાખ્યાન—

**या भोगेष्विंद्रियाणां तृप्तेरुपशांतिस्तत्सुखं या लौल्यादनुपशांतिस्तदुःखम् । न चेंद्रियाणां भोगाभ्यासेन वैतृष्ण्यं कर्तुंशक्यम् कस्मात् यतो भोगाभ्यासमनुविवर्धंते रागाःकौशलानि चेंद्रियाणामिति । तस्मादनुपायःसुखस्य भोगाभ्यास इति, स खल्वियं वृश्चिकविषभीत इवाशीविषेण दष्टो यः सुखार्थी विषयानुवासितो महति दुःखपंके निमग्न इति । एषा परिणामदुःखता नाम प्रतिकूला सुखावस्थायामपि योगिनमेव क्लिश्नाति. इत्यादि ॥**

ભોગોને વીશે ઇંદ્રિયોની તૃપ્તિથી તૃષ્ણાનો ક્ષય થઈ જે ઉપશાંતિ થવી તે સુખ, અને વૃત્તિચાંચલ્યને લેઇને જે તેની ઉપશાંતિ ન થવી તે દુઃખ. ઇંદ્રિયોનું ભોગોના અભ્યાસ વડે વિતૃષ્ણપણું કરી શકાતું નથી. કેમકે

ભોગોના અભ્યાસને લીધે રાગો (વાસનાઓ) વધે છે અને ઇંદ્રિયોનાં કૌશલો (કુશળતા) પણ વધે છે. માટે ભોગાભ્યાસ સુખનો ઉપાય નથી. જે સુખાર્થી પુરૂષ, વિષયના સંસ્કારો વડે હૃદય રંગાયેલું હોવાથી, તેવડે આકર્ષાઈ વિષયો પ્રતિ અભિનિવેશ રાખતાં વચમાં મ્હોટા દુઃખ રૂપ કાદવમાં ખૂચી જાય, તે તો વીંછીના વિષથી ભયભીત બની ગયેલો કોઈ પુરૂષ જેમ સર્પના સપાટામાં આવી જાય તેવું છે. આ જ પ્રતિકૂલ એવી પરિણામ દુઃખતા કહેવાય છે કે જે સુખાવસ્થામાં પણ (ઇતરને નહીં કિંતુ) તત્વજ્ઞ યોગિને જ ક્લેશજનક ભાસે છે. ઇત્યાદિ.

સંતોષથી સુખ શી રીતે મળે એ સંબંધે યોગવાર્તિકકાર વિજ્ઞાનભિક્ષુયે જણાવ્યું છે કે.

**तृष्णाक्षयो हि संतोषः तृष्णाप्रतिबंधापगमे च चित्तस्य स्वाभाविकसत्वाधिक्यनिमित्तका, सुखस्वभावता च स्वत एवाविर्भवति न तत्सुखे विषयापेक्षेति तन्निर्विषयं शान्तिसुखमात्मसुखमुच्यते (योगवार्तिक.)**

તૃષ્ણાક્ષય એ સંતોષનું સ્વરૂપ છે. તૃષ્ણા રૂપ પ્રતિબંધ દૂર થવાથી ચિત્તની, સ્વાભાવિક સત્વગુણના આધિક્યરૂપ નિમિત્તથી થતી સુખસ્વભાવતા પોતાની મેળેજ આવિર્ભાવ પામે છે. એ સુખમાં કશી વિષયની અપેક્ષા નથી, અને તે નિર્વિષય શાંતિ સુખ આત્મસુખ કહેવાય છે. સાંખ્ય પ્રવચન ભાષ્યમાં પણ (ચતુર્થાધ્યાયમાં) કાંઇ તેવાજ પ્રકારનો ભાવ સૂચવ્યો છે.

**नन्वाशानिवृत्या दुःखनिवृत्तिःस्यात् सुखं तु कुतःसाधनाभावात् इति. अत्र उच्यते चित्तस्य सत्वप्राधान्येन स्वाभाविकं यत्सुखं आ**

**शया पिहितं तिष्ठति तदेव आशाविगमे लब्धवृत्तिकं भवति तेजः प्रतिबद्धजलशैत्यवत् अतो न तत्र साधनापेक्षा ॥**

પ્રિય વાચક ! આટલું બધું વિવેચન કરી વિષય વૈરસ્ય બતાવી તારી પ્રવૃત્તિ અટકાવવી એવો અમારો આશય નથી. કેમકે પ્રવૃત્તિ તો જો તટસ્થ રૂપે રહી વિહિત માર્ગે થતી હોય તો તે સર્વથા માનનીય છે. જનક, વસિષ્ટ આદિ અનેક પૂર્વકાલીન મહાનુભાવો ગાર્હસ્થ્ય દશામાં રહી પ્રવૃત્તિ માર્ગમાં હોવા છતાં જીવન્મુક્ત થઇ ગયેલા અને અસીમ સુખમાં રસ બસ ( નિમગ્ન ) થઈ ગયેલા આપણે સાંભળીયે છીએ, તેમજ શ્રીશુકદેવજી શંકરાચાર્ય આદિ નિવૃત્તિનિષ્ઠ મહાનુભાવોયે નિવૃત્તિ માર્ગને વિશેષ પસંદ કર્યો હતો અને તેમાંજ રહી તેઓએ પોતાનું જીવન સુખમય દશામાં ગાળ્યું હતું. પ્રવૃત્તિ હો કિંવા નિવૃત્તિ હો, કિંતુ એ ઉભયમાં વ્યક્તિની શક્તિને અને વૃત્તિને જે સ્થિતિ અનુકૂળ હોય તેમાં રહી માત્ર કર્તવ્યમાં આરૂઢ થઇ રહેવાનું છે અને જો તેમ થાય તો છેવટ એ ઉભયમાર્ગ, ભવાટવીના તે વિવેકી પ્રવાસીને એકજ લક્ષ્યપર લઇ જશે એમાં કશો સંશય નથી. न लिङ्गं धर्मकारणम् આ મનુનું વચન પણ કાંઇક તેવોજ ભાવ સૂચવે છે. ઉચ્ચવાસના સાધનને પણ ઉચ્ચ બનાવે છે. જો તારામાં ઉચ્ચ વાસનાનો ઉદય થશે, તો તારી એ પ્રવૃત્તિ પણ કાંઇક ઉચ્ચ પ્રકારનીજ થશે, એ નિર્વિવાદ વાત છે. પ્રવૃત્તિ માર્ગમાં પણ અનાસક્તિપૂર્વક (પોતાના એક ધર્મ રૂપે-ફરજ રૂપે) ઉચિત કર્મ કરવામાં આવે અને તેના ફલમાં યથાલાભ સંતોષ માનવામાં આવે તો તે સુખજનક શા માટે ન થાય ? થાયજ. પરમ કારૂણિક શ્રીકૃષ્ણ ભગવાન્ પણ એજ માર્ગ બતાવે છે કેઃ—

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

જેમ અવિદ્વાન્ પુરૂષો આસક્તિપૂર્વક (ફલાભિસંધિપૂર્વક અને કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ અભિમાનપૂર્વક) કર્મ કરે છે તેમ વિદ્વાન પુરૂષે આસક્તિથી રહિત બની લોક સંગ્રહાર્થ કર્મો કરવાં.

પ્રવૃત્તિમાર્ગમાં વસતા વિવેકી પુરૂષને વિશેષમાં એ વિચાર પણ અવશ્ય અપેક્ષિત છે કે તેની પ્રવૃત્તિ ઇતર પામર નરપશુઓના જેવી નિકૃષ્ટ નહીં હોવી જોઇએ; પણ તે ઉચ્ચ પ્રકારની, ધર્મ્ય, સરલ અને સર્વથા હિતાવહ હોવી જોઇએ.

લોભના પ્રબળ પૂરને અટકાવવામાં આવે તોજ હૃદયમાં સંતોષ રહી શકે છે. આબાલ્ય બ્રહ્મચારી, અને તીક્ષ્ણ બાણશય્યામાં સુતા છતાં નિર્વિક્ષેપ રહી, યુધિષ્ઠિર મહારાજને અનેક પ્રકારના ધર્મોનો ઉપદેશ કરતા પરમધાર્મિક મહારથ ભીષ્મે કહ્યું છે તે સત્ય છે કે:—

लोभः प्रतिष्ठा पापस्य प्रसूतिर्लोभ एव च ।
अत्र ते संशयो माऽभूल्लोभः पापस्य कारणम् ॥

પાપનું અધિષ્ઠાન અને ઉત્પત્તિનું કારણ લોભ છે, આ વિષયમાં તમને કશો પણ સંશય ન રહો, લોભજ પાપનું કારણ છે.

लोभश्चेदगुणेन किं (જો એક લોભ હોય તો બીજા અવગુણોથી શું છે?) એમ કહી રાજા ભર્તૃહરિએ લોભને સર્વ અવગુણોનો એક શિરોમણી ગણ્યો છે, માટે સંતોષના પ્રતિસ્પર્ધી લોભના સપાટામાં નહિ આવી જતાં સંતોષનો આશ્રય લેવામાં આવે તો તે સુખપ્રદ છે.

मायायां किं न संभवि (માયામાં શું નથી સંભવતુ) આ વિચિત્ર વિશ્વ-રચનામાં એવા પણ પુરૂષો પડ્યા છે કે જેઓ સંતોષથી પોતાનું જીવન સદા સુખમાં ગાળનારા સરલ સત્પુરૂષો તરફ પણ પોતાની વક્રદષ્ટિ લંબાવવા ભૂલતા નથી.

मृगमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥

તૃણથી પોતાની વૃત્તિ ચલાવનાર મૃગોના, જલથી વૃત્તિ ચલાવનાર મત્સ્યોના અને સંતોષથી વૃત્તિ ચલાવનાર સજ્જનોના આ જગતમાં ક્રમવાર પારાધી, મચ્છીમાર અને ચાડીખોર દુર્જન એ નિષ્કારણ વૈરી છે. જેવું વાવે તેવું લણે, કરશે તે ભરશે, કરણી તેવી પાર ઉતરણી, ઇત્યાદિ લૌકિક વચનો પ્રમાણે જે કૈં કોઈ કરે તેને જ છેવટ તેનું ફળ મળ્યા શિવાય રહેતું નથી; એટલે એ સંબધે પણ અત્ર વિસ્તાર અનાવશ્યક છે, તેમ આ વિષયમાં આટલી જ ચર્ચા હવે બસ છે એમ ધારી સંતોષની ઉત્તમતા સિદ્ધ કરતાં દરેક સુખાભિલાષીને તે માર્ગે જવા ભલામણ કરી એ વિષય અત્ર સમાપ્ત કરીએ.

વેદશાસ્ત્રઆદિએ અને દીર્ઘદર્શી આર્યમહર્ષિઓએ આપણા શુદ્ધ આર્યધર્મનું ધોરણજ એવા પ્રકારનું બાંધેલું છે કે જો આર્યાવર્તમાં વસતો જનસમાજ બરાબર સમજી તેનું યથાવિધિ પાલન કરે તો તે સુખને જ આપે છે. આ ઉપરથીજ અષ્ટાંગહૃદયકાર વૈદ્યાચાર્ય વાગ્ભટ્ટ કહે છે કેઃ—

सुखार्थाःसर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ।
सुखं च न विना धर्मात्तस्माद्धर्मपरो भवेत् ॥

સર્વ પ્રાણીઓની સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ સુખાર્થજ છે અને સુખ ધર્મ વિના મળી શકતું નથી માટે સદા (સુખાર્થીયે) ધર્મપરાયણ થઈ રહેવું.

**तस्माद्धर्म्मात्परं नास्ति ॥ धर्मेण पापमपनुदति ॥ धर्म्मं चर** ઇત્યાદિ શ્રુતિઓ પણ ધર્મની સર્વોત્તમતા, પાપનાશકતા અને તે દ્વારા સુખજનકતાનું દ્યોતન કરતાં ધાર્મિક વર્તનને માટે બોધ કરે છે. પોતાનો ખરો ધર્મ શું છે તે સમજી યથાવિધિ તેનું અનુષ્ઠાન કરનાર વિવેકી, વ્યવસાયી, ધાર્મિક પુરૂષને કશું પણ અપ્રાપ્ય નથી. કાદંબરીકાર મહાકવિ બાણુભટ્ટ પણ જણાવે છે કે धर्मपरायणानां हि सदासमीपसंचारिण्यः कल्याणसंपदो भवन्ति (ધર્મપરાયણ પુરૂષો તરફ કલ્યાણ સંપત્તિઓ સદાસમીપ ગતિ કરનાર હોય છે.) ધર્મ ઉભય લોકમાં સુખસાધક અને ઉપકારક છે એટલે ધાર્મિકતા એ એક સુખનું સબળ સાધન છે પરંતુ ધર્મનું ખરૂં સ્વરૂપ ઓળખી તે આચરવામાં આવે તોજ ઈષ્ટ સાધક થાય છે. ધર્મનું તત્વ ગહન છે અને તેમાં અનેક મતભેદો હોવાથી જીજ્ઞાસુ ભ્રમમાં પડે એ સ્વાભાવિક છે, પરંતુ જગતની બધી નિયમિત મર્યાદા જાળવી રાખનાર એવી કાંઈ પણ વસ્તુ હોય તો તે ધર્મજ છે. વર્ણધર્મ, આશ્રમધર્મ, રાજધર્મ, સામાન્યધર્મ, આપદ્ધર્મ, મોક્ષધર્મ ઇત્યાદિ તેની અનેક શાખાઓ છે એટલે અત્ર અનવકાશને યોગે અને લેખના લંબાણના ભયને લીધે તેનું વિસ્તીર્ણ વિવેચન આગળ ઉપર કોઇ ઉચિત પ્રસંગને માટે રાખી ટુંકામાં માત્ર આપણે અહીં એટલુંજ કહીશું કે પુરાતન શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ આદિ માન્ય ગ્રંથોમાં વર્ણવેલો, તથા યોગબળથી અને તપોબળથી અતીંદ્રિય વિષયોનું પણ યથાર્થ જ્ઞાન

મેળવનારા, નિઃસ્પૃહ, મહાસમર્થ પ્રાચીન શિષ્ટ વિદ્વાનોએ આચરેલો અને જણાવેલો સદાચારરૂપ ધર્મ બરાબર વિવેકપુરઃસર પાળવામાં આવે તો તે સુખસાધક છે એ નિઃસંશય છે. ધર્મને જ પરમકર્તવ્યરૂપ માનનાર, અને અનેક સંકટો તથા અડચણો નડતાં છતાં ધૈર્યબળથી આત્મકર્તવ્યના માર્ગથી એક તસુ પણ પાછી પાની નહીં કરનાર નરવીરને પોતાનો ખરો ધર્મ (ખરી ફરજ) બજાવવાથી જે સંતોષ અને સુખ ચિત્તમાં થાય તે ખરેખર અવર્ણનીય છે. મનુષ્ય સુખની આશા રાખે અને પ્રવૃત્ત તો તેથી ઉલટુંજ ફળ મળે એવી કરે, તો પછી તેની ધારણા સફળ શી રીતે થાય?

पूर्वे समुद्रे यः पंथा न स गच्छति पश्चिमम् ॥

(म. शां. मो.)

(અર્થ—પૂર્વ સમુદ્રનો માર્ગ કદીપણ પશ્ચિમ સમુદ્રે જતો નથી.)

આર્યશાસ્ત્રો તરફથી અને સુજ્ઞશિષ્ટોનાં આચારદર્શનથી ધર્મને જ સુખના હેતુરૂપે જણાવવામાં આવ્યો છે. તેને (નાસ્તિકતા, અજ્ઞાન, કુસંસ્કાર, દુસ્સંગતિ આદિથી) લોકો એક બાજુ મૂકી અધર્મને રસ્તે ચાલે તો પછી તેઓને સુખનો લાભ શી રીતે થઈ શકે?

હાલમાં મરકી દુકાળ આદિ જે દુઃખો દૃષ્ટિગોચાર થાય છે તે જનસમાજના એકઠાં થયેલાં પાપપુંજનો જ એક પરિપાક છે.

यद्राज्यं शूद्रभूयिष्टं नास्तिकाक्रांतमद्विजम् ।
विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम् ॥

(मनु.)

અધર્મ સુખનો પ્રતિરોધક હોવાથી અને અનિષ્ટ પરિણામ લાવનારો હોવાથી જ મનુએ સ્પષ્ટ કહ્યું છે કેઃ—

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययम् ॥

**અર્થ**—અધાર્મિક પાપી મનુષ્યોનું અવળું પરિણામ જોઈ વિવેકી માણસે ધર્મવડે કષ્ટ ભોગવવું પડતું હોય તો પણ મનને અધર્મ તરફ કદિ પણ દોરવું નહીં.

કદાચિત્ કોઈને ધર્મ અધર્મનું ફળ તત્કાળ ન મળે તો પણ તેથી સત્ય શોધકે અન્યથા વિચારમાં ઉતરી પડવાનું નથી. કેમકે પરિણામે સત્યજ તરે છે. ભગવતી શ્રુતિ પણ કહે છે કે सत्यमेव जयते नानृतम् પરમેશ્વર પોતે પણ સત્ય ધર્મના બેલી (સહાય કર્તા) છે. यतः सत्य यतो धर्मो यतोह्रीरार्जवं यतः ॥ ततो भवति गोविंदो यतः कृष्णस्ततोजयः (જ્યાં સત્ય હોય, જ્યાં ધર્મ હોય, જ્યાં લાજ-શરમ હોય અને જ્યાં સરલતા હોય તેજ પક્ષમાં પરમેશ્વર હોય છે અને જ્યાં પરમેશ્વર હોય તે પક્ષજ સર્વ વિજય મેળવે છે.) દીર્ઘદૃષ્ટિથી (દિવ્યદૃષ્ટિથી) સર્વનું અવલોકન કરનાર મનુના નીચેના શ્લોકો વાંચો.

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृंतति ॥

न चेदात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
नत्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥

**अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ॥**

**ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥ म. अ. ४**

**અર્થ—**જેમ પૃથ્વીની અંદર બીજ વાવતાં તરતજ તે ફળને ઉત્પન્ન કરતી નથી, કિંતુ તે અમુક નિયમિત ફળપાકના સમયની અપેક્ષા રાખે છે તેમજ લોકમાં કરેલો અધર્મ પણ સદ્યઃ (તત્કાળજ) ફળ આપતો નથી, કેમકે તે પણ અમુક નિયમિત ફળપાકના સમયની અપેક્ષા રાખે છે. જેમ ગાય આદિ પશુ તરતજ દુધ આદિ ફળ આપે છે તેમ અધર્મ તત્કાળ જ ફળ આપે એવો કોઈ તેનો અબાધિત નિયમ નથી કિંતુ ધીમે ધીમે તેનું આવર્તન થતાં યોગ્ય સમયે ફલોન્મુખ થઈ અધર્મ કરનારનો સમૂળ નાશ કરી નાખે છે. (દેહ, ધન આદિ સહિત તેનાં મૂળોને છેદી નાખે છે). કદાચિત્ (દવયોગે) અધર્મ કરનારને પોતાને એ અધર્મનું ફળ ન દેખાયું તો પછી તેના પુત્રને, કિંવા પુત્રને ન દેખાયું તો પૌત્રને પણ એ ફળ મળ્યા શિવાય રહેતું નથી. પરંતુ એ અધાર્મિક નરનો અધર્મ કોઇ દિવસ નિષ્ફળ જતો જ નથી. (પુત્ર પૌત્રાદિકને પણ અધર્મનું અનિષ્ટ ફળ મળે અને જે દુઃખ થાય તે પિતા પિતામહઆદિને કલેશજનક થાય છે એ આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ અને પરલોકમાં પણ તેવું કાંઈ થતું હોય તો અસંભવ નથી) પ્રથમ તો એ અધર્મ કરનાર (ગ્રામ ધન ઇત્યાદિ વડે) વૃદ્ધિ પામતો જણાય છે પછી (અનેક નોકર ચાકર, ગાય, ઘોડા આદિ) અશ્વર્ય સુખને ભોગવે છે, પછી પોતાના શત્રુઓને તે જીતે છે, પણ જ્યારે છેવટ અધર્મનો પરિપાક કાળ આવે ત્યારે સમૂળગો (દેહ ધન પુત્ર આદિ સહિત) નાશ પામે છે; ઇત્યાદિ.

અધર્મની ગતિ વિચિત્ર પ્રકારની અને અતર્કિત ફળ આપનારી છે, માટે આસ્તિક અને તત્વજ્ઞ પુરૂષે તો કદિ પણ એ વિષમિશ્ર મોદક ખાવા માટે લલચાવું નહીં જોઇએ.

ધર્મ જ સુખનો જનક હોવાથી આપણાં આર્યશાસ્ત્રોમાં न जातु कामान्न भयान्न लोभाद्धर्मं जह्याज्जीवितस्याऽपि हेतोः એમ કહી કામ, ભય, લોભ આદિ કાંઈ પણ કારણથી ધર્મનો ત્યાગ નહીં કરવા મજબુત ભલામણ કરી ધર્મને જીવિતથી પણ અધિક ગણેલો છે માટે સુખાભિલાષીએ ધર્મનું ખરૂં સ્વરૂપ, વિષય, વિભાગ આદિ બરાબર સમજી તે ઉપર આરૂઢ રહેવું જોઇએ.

वैराग्यान्न परं सुखस्य जनकं पश्यामि वश्यात्मनः ॥

न चेंद्रस्य सुखं राजन्न सुखं चक्रवर्तिनः ।
सुखमेकं विरक्तस्य मुनेरेकांतजीविनः ॥

ઇત્યાદિ વચનો વૈરાગ્ય, મનોજય, તત્વજ્ઞાન આદિનું સુખજનકપણું જણાવે છે, કે જે યથાર્થ છે તથાપિ જે સંતોષ અને ધાર્મિકતાનો દૃઢતાથી ઉપાસક હશે તેનું હૃદય જ કાંઇક એવું ઉચ્ચ સંસ્કારવાળું થશે કે ઉપર જણાવેલું સર્વ તેનામાં સ્વતઃસ્થિતિ કર્યા વિના રહેશે નહીં, અને જે જે તેને અવશ્ય અપેક્ષિત હશે તેના તરફ તેનું સ્વાભાવિક જ વળણુ થઇ જશે ચિત્તને ઉચ્ચ વાસનાવાળું બનાવવું તેમાંજ ખરો પુરૂષાર્થ છે.

शुभवासनया चेतो महत्या जायते महत् ।
आत्मानं चिंतयन् रुद्रं नंदो रुद्रत्वमागतः ॥

क्षुद्रवासनया चेतः क्षुद्रतामेति नित्यशः ।
पिशाचविभ्रमात्सुप्तः पिशाचान्निशि पश्यति ॥

**અર્થ—**મ્હોટી (ઉચ્ચ) શુભવાસના વડે ચિત્ત મહત્ (મહત્તાવાળું ઉચ્ચ) બને છે, જેમ કે પોતાને રૂદ્રરૂપે ચિંતન કરતો નંદી (નંદી ભાવ છોડી) રૂદ્રભાવને પ્રાપ્ત થયો. નિરંતર ક્ષુદ્રભાવના વડે ચિત્ત ક્ષુદ્રતાને પામે છે, જેમ કે રાત્રીયે પિશાચોના વિચારોની ધૂનમાં નિદ્રાવશ થયલો પુરૂષ સ્વપ્નમાં પિશાચોને દેખે છે.

અશુભ માર્ગ આપાતરમ્ય હોય તો પણ તેના પરિણામ તરફ દીર્ઘદૃષ્ટિ કરી ચિત્તને શુભ માર્ગ તરફ લઈ જવું એજ શ્રેયસ્કર છે.

शुभाशुभाभ्यां मार्गाभ્યાं वहंती वासनासरित् ।
पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥

(યોગવાસિષ્ટ.)

**અર્થ—**શુભ અને અશુભ એ બન્ને માર્ગો તરફ ગતિ કરતી વાસના રૂપી નદી પોતાના પુરૂષ પ્રયત્ન વડે (તેનું અશુભ માર્ગ તરફ વહન અટકાવી) વિવેકીયે શુભ માર્ગ તરફ જ લઇ જવી.

ચિકિત્સાશાસ્ત્રમાં સુખ પ્રાપ્તિ વિષયક જે કાંઈ નિરૂપણ જોવામાં આવે છે તે પણ જીજ્ઞાસુને ઉપયોગી થશે એમ ધારી તેનું પણ ટુંક વિવેચન અત્ર કરીયે.

તેમણે नेंद्रियाणि न चैवार्थाः सुखदुःखस्य हेतवः ॥ हेतुस्तु सुखदुःखस्य दृष्टो योगश्चतुर्विधः (ઇંદ્રિયો કે પદાર્થો સુખ દુઃખના હેતુરૂપ નથી, કિંતુ ચાર

પ્રકારનો યોગ જ સુખ દુઃખના હેતુ રૂપ છે.) ઈત્યાદિ કહી છેવટ सुखहेतुर्मतस्त्वेकः समयोगः सुदुर्लभः (સુખના હેતુ રૂપ તો એક સમયોગ-સમાનયોગ-સમ્યક્ યોગજ છે કે જે અતિ દુર્લભ છે) એમ કહ્યું છે. હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, અને શરદ્ ઇત્યાદિ રૂપે પરિણામ પામતો કાળ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો, અને શારીરિક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારનાં કર્મો આ સર્વનો સમયોગ-સમાનયોગ-સમ્યક્યોગ જેટલો જોઈએ તેટલો યોગ-થાય તો તે સુખજનક છે એવો તેનો આશય છે. સુખેચ્છુયે એ જણાવેલો સમ્યક્યોગ સદૈવ શી રીતે રહે તેને માટે યત્નશીલ થવું, પરંતુ છેવટ કેટલુંક પારતંત્ર્ય હોવાને લીધે સંતોષનો આશ્રય લીધા વિના ચાલશે નહીં અને ધાર્મિકતા પણ તે વિચારવાળાને અવશ્ય અપેક્ષિત જ છે; કેમકે તેજ તેને સમયોગમાં લાવી શકશે.

સંસારમાં વિહિત માર્ગે પ્રવૃત્તિ કરતાં મનુષ્યે ધર્મપરાયણ રહી છેવટ ફળલાભમાં સંતોષ રાખવો; અને ઉત્તરોત્તર વાસનામાં ઉચ્ચતા મેળવવી. આ મળેલો, અનિત્ય છતાં સર્વ અર્થ સાધી આપનાર હોવાથી અતિ દુર્લભ, એવો માનવદેહ સફળ કરી લેવો એ જ સાર છે. જ્યાં સુધી જગતના વિચિત્ર પ્રકારના ભાવોની અસર ચિત્તને થતી હોય ત્યાં સુધી જગતમાં મનાતાં સુખ અને દુઃખ એ બન્ને દ્વંદ્વનો થોડો ઘણો પણ આભાસ થયા વિના રહેતો જ નથી. પરંતુ सुखं दुःखसुखात्ययः (સુખ અને દુઃખ એ બન્નેને ઉલ્લંઘીને રહેવું તેજ ખરૂં સુખ) એ વચન પ્રમાણે જ્યારે વિશ્વસંબંધી સુખદુઃખમય દશાનું ઉલ્લંઘન કરતાં નિર્વિકલ્પ દશા પ્રાપ્ત થાય અને ચિત્તનો ચેતનમાં-બ્રહ્મમાં-પરમાત્મામાં, લય થઈ જાય

ત્યારે જ એ અલૌકિક સત્ય સુખનો આત્યંતિક દુઃખનિવૃત્તિપૂર્વક અનુભવ થાય છે. જ્ઞાનનિષ્ઠ, જીવન્મુક્ત, સિદ્ધ, યોગી, ઇત્યાદિ વિશેષણો તેવાજ પુરૂષને આપવામાં આવે છે. આ સ્થિતિ બહુ પ્રશસ્ય છે. પરંતુ વ્યવહારમાં પ્રવૃત્તિ માર્ગમાં પ્રબળ વાસનાના બળથી યથેચ્છ ભ્રમણ કરતો અને અનાદિકાલીન સંસ્કારોને યોગે વિવિધ ઇષ્ટ અનિષ્ટ ક્રિયામાં પ્રવૃત્ત થતો માનવ વર્ગ, જો શનૈઃ શનૈઃ વિચાર વિવેક આદિથી સત્ય માર્ગ શોધવા યત્ન કરે તો છેવટ તે પણ ત્યાં જઇ પહોંચે છે. દૃઢ આગ્રહથી અધ્યવસાયપૂર્વક તીવ્રસંવેગથી કરવામાં આવતો પુરૂષપ્રયત્ન શું નથી સાધી આપતો? આ અલ્પ લેખ પણ કોઇ તેવા શોધક ઉચિત અધિકારી માટે દિગ્દર્શન રૂપ થઇ પડે એવા ઉદ્દેશથી લખાયો છે, તેથી કોઇને કાંઇ પણ સંતોષ કે લાભ થશે તો તે ચરિતાર્થ જ છે. છેવટ આ લેખ સમાપ્ત કરતાં આપણે એટલુંજ ઇચ્છીએ કે પરમ કૃપાળુ, સર્વ શક્તિમાન્ જગન્નિયંતા, દિગ્મોહને લીધે સુખ લાલસાથી વગર પંથે (આડધડે) ભટકતા અને મરજી પ્રમાણે ગમે તેમ ચાલ્યા કરતા, જનવર્ગને પોતાની કરૂણા દૃષ્ટિ લંબાવી ખરે માર્ગે ચાલવાની સન્મતિ પ્રેરો, અને સુખને સરલ માર્ગે ચડાવી છેવટ સત્ય નિરતિશય સુખમાં તેને નિમગ્ન કરો. (તથાસ્તુ.)



# અભ્યુદયનાં મૂળતત્ત્વો.

## ઉપોદ્ઘાત.

॥ नहि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥
( भगवद्गीता. )

॥ सर्वमध्यवसायेन दुष्प्रापमपि लभ्यते ॥
( योगवा. उपशम. )

અહો ! આ અનિર્વચનીય માયાનો, અચિંત્ય કાળબળનો અને અતકર્ય ઇશ્વરેચ્છાનો કેવો વિચિત્ર પ્રભાવ છે કે તે એક ક્ષણવારમાં તૃણને મેરૂરૂપ, અને મેરૂને તૃણરૂપ બનાવી દે છે; તેની ગતિ અવર્ણ્ય અદ્ભુત અને આશ્ચર્ય ઉપજાવે એવી છે. અનેક ઇતિહાસોનાં અવલોકનથી જણાય છે કે આ આપણી પવિત્ર આર્યભૂમિ પ્રથમ અસંખ્ય નરરત્નોના ક્ષેત્રરૂપ હતી; સદ્વિદ્યા, સદ્ગુણ, સદ્ધર્મ, સદ્વાસના આદિનું તે એક ઉત્તમ સ્થળ ગણાતી હતી. ભગવતી લક્ષ્મીયે સરસ્વતી દેવી સાથેનું પોતાનું સહજ વેર છોડી દઇ તેમાં નિવાસ કર્યો હતો. તેની અંદર દીર્ઘાયુ, બળવાન્, બુદ્ધિશાળી, ઉદ્યોગી, આગ્રહી, સાહસી, પરાક્રમી, પ્રમાણિક, પ્રતિષ્ઠિત, ધીર, વીર, ગંભીર, ઉદાર, વિદ્વાન્ સદ્ગુણી, નિરોગી, અને ધાર્મિક એવાં અમુલ્ય નરરત્નો ઉત્પન્ન થતાં હતાં. હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી, યુધિષ્ઠિર જેવા ધાર્મિક, શિબિ જેવા દયાળુ, કર્ણ જેવા ઉદાર, નળ જેવા ધીર, પરશુરામ જેવા વીર, અને ભગીરથ જેવા આગ્રહી મહારાજાઓ કિંવા વીરો તેમાં થતા હતા; તેમજ વાલ્મીકિ, વ્યાસ, વસિષ્ટ, કણાદ, ગૌતમ, પાણિનિ, પતંજલિ, જૈમિનિ, યાજ્ઞવલ્કય,

આદિ વિદ્વાન્ દીર્ઘદર્શી મહર્ષિઓ પણ આ આપણી આર્યભૂમિના જ પુત્રો થઇ ગયા, કે જેઓના અપાર ઉપકારભાર નીચે આ આર્યાવર્ત્ત આદિ દેશો દબાયેલા છે. હવે આપણે તેઓની સાથે આધુનિક પ્રજાને સરખાવીયે તો હાલની આર્યપ્રજા નિર્વીર્ય, નિર્ધન, નિર્વિવેક, નિરુત્સાહ, નિરુદ્યોગ, અલ્પાયુઃ, આલસ્યવતી ( આલસુ ). અજ્ઞાની, દરિદ્ર અને પરાધીન થઇ ગયેલી જોવામાં આવે છે. હજી આજે પણ તેવાં પ્રશસ્ય પંક્તિમાં મૂકવા યોગ્ય કોઈ વિરલ નરરત્નો હશેજ, પરંતુ આ લેખ સમસ્ત આર્યપ્રજાના ઉદ્દેશથી છે અને હાલની પ્રજાનો બહુધા ઘણો ભાગ તેવો હોવાથી આ લખવું કાંઈ અસત્ય નથી. પૂર્વકાળમાં જેની અંદર આપણા પવિત્ર પૂર્વજો વસતા હતા તેની તે જ આ પૃથ્વી છે કે જેની અંદર આપણે હમણાં વસીયે છીએ. આ અનાદિ કાળચક્રનું ભ્રમણ પણ પ્રથમ પ્રમાણે નિઃશંકપણે (દિવસ રાત્રિઆદિરૂપે) પોતાનું કાર્ય કર્યે જાય છે; સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર આદિની ગતિ પણ તેના તેજ ઇશ્વર-સ્થાપિત નિયમને અનુસરી અદ્યાપિ પ્રવૃત્ત રહી છે. મનુષ્ય, પશુ, પક્ષી, ધાન્ય, વનસ્પતિ, વૃક્ષ આદિની સૃષ્ટિ પણ અનાદિ પ્રવાહરૂપે તેની તેજ થયા કરે છે. અને તેઓનાં અવયવ આદિની રચના પણ પ્રથમ પ્રમાણે જ જોવામાં આવે છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચ મહાભૂતો પણ જે આગળ હતાં તે જ આપણે હમણાં પણ જોઇયે છીયે. એમ છતાં આર્યોના પૂર્વજોમાં અને તેની અર્વાચીન પ્રજામાં આટલું બધું તારતમ્ય થવાનો શો હેતુ હશે? સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરશું તે જણાશે કે સદ્વિદ્યા અને સદ્ગુણોની સાથે શારીરિક તથા માનસિક ઉન્નતિ ઉત્તરોત્તર વધતી જાય એવાં કેટલાંક ઉત્તમ ધોરણો આપણા આર્ય વિદ્વાનોયે દીર્ઘ-દૃષ્ટિથી (લાંબો વિચાર કરી) બાંધ્યાં હતાં અને પ્રચલિત રહ્યાં

હતાં ને કાળ બળથી અને ભવિતવ્યતાના પ્રભાવથી કોણ જાણે ક્યાં જતાં રહ્યાં; વર્ણધર્મ, આશ્રમધર્મ, રાજધર્મ, સામાન્યધર્મ ઈત્યાદિ અમુક નિયમિત ધોરણો કે જે સર્વને મર્યાદામાં રાખી પોતાના કર્તવ્યમાં પરાયણ થઇ રહેવાને સાધનરૂપ થતાં હતાં તે હાલ ક્યાં જોવામાં આવે છે? અને કોઇ સ્થળે તે હોય તો પણ માત્ર આડંબરરૂપે જ નજરે પડે છે. સદ્‌વિદ્યાને, સદ્‌ગુણને અને સન્માર્ગને વળગી રહેવાનો દૃઢ આગ્રહ તથા અનેક અડચડો નડતાં છતાં પણ ધૈર્યથી ખરા કર્તવ્યના માર્ગમાંથી એક તસુ પણ પાછી પાની નહિ ભરવાનો પાકો નિશ્ચય હમણાં લોકોમાં ક્યાં જોવામાં આવે છે? અનેક દુષ્ટ રાજાઓએ, અનેક અનિષ્ટ દશાઓએ, અનેક મતભેદ કરનાર પંથોએ, અનેક અપકર્ષકારક રૂઢિઓએ અનેક નાશકારક યુદ્ધ પ્રસંગોએ, અનેક ત્રાસદાયક બનાવોએ, અને અનાદિસિદ્ધ ઇશ્વરીય નિયમને અનુસરીને હમ્મેશાં થયા કરતા અનેક અતર્ક્ય વિચિત્ર ફેરફારોએ આ દેશને નિર્વીર્ય જેવો બનાવી દીધો છે. કુસંપ કે જે એક પડતી દશાની નિશાનીરૂપ ગણાય છે તેણે પ્રથમ આ પવિત્ર આર્યભૂમિ પર પોતાનો પગપેસારો કર્યો અને તેની સાથેજ લોભ, લાલચ, ખટપટ, દગો, દંભ, દુષ્ટતા, દુરાચાર, મતભેદ, મૂર્ખતા, મોહ, મદ, મત્સર, અસત્ય, અધર્મ, અવિવેક, અહંકાર, આલસ્ય, નાસ્તિકતા, નિર્બળતા, ભીરતા આદિ તેના સહવાસીઓ પણ અહીં દાખલ થઇ ગયા અને તે સહુએ એક મત થઈ પોતાનો અસ્ખલિત અમલ, આ દેશ પર ચલાવવા માંડયો. સદ્‌વિદ્યા, સદ્‌વિચાર, સુશીલતા, સત્ય, સંતોષ, સ્વચ્છતા, ધૈર્ય, શૌર્ય, ઔદાર્ય, ગાંભીર્ય, આસ્તિકતા, નિઃસ્પૃહતા, દીર્ઘદૃષ્ટિ, શ્રદ્ધા, આરોગ્ય, ઉદ્યોગ, દયા, ક્ષમા, શાંતિ, મહત્તા, પ્રમાણિકપણું અને સંપ એ સર્વ અહીં પોતાનો અનાદર થતો જોઇ કેમ જાણે યુરોપ આદિ અન્ય દેશના અભિનંદનપૂર્વક આમં-

આથી ત્યાં જવા તરફ રૂચિ ધરાવતા હોય તેમ ધીમે ધીમે અહીંથી પોતાનો પ્રચાર ઓછો કરવા લાગ્યા. સદ્વર્તન તો (કાળબળથી અને ભાવિને યોગે) આ દુર્ભાગી દેશને એક અસમર્થતારૂપ જ સમજાયું જેથી ચારેકોર દુરાચારનો જબરો ઝુંડો ફરવા લાગ્યો. આર્યોનું અદ્ભૂત મનોબળ અને શરીરબળ એ પ્રમાણે ધીમે ધીમે ઘસાવા લાગ્યું. છેવટ તેઓ પોતાના જ પ્રમાદથી અસમર્થ અને ગરીબ બની જઇ પરતંત્રતાની બેડીમાં (બંધનમાં) પડયા, તેના પર અનેક દેશી વિદેશી રાજાઓએ ચડાઇ કરી અને તેઓ આ દેશની અસંખ્ય દોલત ઘસડી ગયા તથા તેઓએ પોતાને તાબે થયેલા અસહાય આર્યોને પરતંત્રતાના પાંજરામાં પૂરી નબળા બનાવી દીધા. અનેક પંથોએ પોતાનો પ્રચાર કરી લોકોની મૂળ (પુરાતન) રીતભાતમાં બગાડો કર્યો અને તેઓને કુસંપ કરાવવામાં મદદગાર થનારા મતભેદના અનિષ્ટ વિચારોમાં દોર્યા; કેટલીક અનિષ્ટ રૂઢિઓ પણ જન સમુદાયમાં દાખલ થઈ જેસથી પોતાનું જોર જમાવવા લાગી; સત્યાસત્યનો કિંવા સારાસારનો વિવેક લોકોમાંથી જતો રહ્યો; ખરા માર્ગને ખોળી કાઢવાની ખંત અને તેને દઢતાથી વળગી રહેવાનો જુસ્સો પણ જનસમાજમાંથી નિર્મૂળ થવા લાગ્યો; દુરાચારરૂપ ચોરો વડે આ આર્યભૂમિનું ખરૂં દ્રવ્ય (સદ્ગુણ, સદ્વર્તન, મનોબળ, શરીરબળ, આદિ) લૂંટાઇ જતું જોતા છતાં પણ તેના નિર્માલ્ય જેવા પુત્રો પોતાનો પરંપરાથી ચાલ્યો આવતો વારસાનો હક ગુમાવી દઇ દિગ્મૂઢ જેવા બની ગયા. સાર્વજનિક હિતનાં ધોરણો કે જે સામાજીક સુખને જાળવી રાખી પ્રત્યેક વ્યક્તિને સુખ અર્પનારાં નીવડે છે તેને એક બાજુ રાખી લોકો કેવળ પોતપોતાનો જ સ્વાર્થ સાધવા લાગ્યા, અને તેની તાણ ખેંચમાં કુસંપઆદિ દુર્ગુણોને પ્રવેશ

કરવાનો અવકાશ મળ્યો. જનસમૂહમાં દુર્ગુણોનું જોર વધવાથી દુર્ગુણીઓનું, દંભીઓનું અને ખળ પુરૂષોનું બળ તથા પ્રાધાન્ય જગતમાં વધવા લાગ્યું અને ઘણે ભાગે તેઓને સુખનાં સાધનોની પ્રાપ્તિ થતી જોઇ ભગવત્પૂજ્યપાદ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે અનુભવથી સૂચવેલા ગતાનુગતિક* ન્યાય પ્રમાણે લોકો બહુધા અંદરથી તે ચાલને પસંદ કરવા લાગ્યા. લોકોમાં ઉપરથી સદ્ગુણનો આડંબર દેખાતા છતાં પણ અંદર ઘણે અંશે દુર્ગુણોનો જમાવ હોવાથી સર્વત્ર નાસ્તિકતાનો પ્રચાર થવા લાગ્યો. એવી રીતે અભ્યુદયના અને સુખના ખરા માર્ગથી આર્ય લોકો વિમુખ થઈ આડે રસ્તે અથડાયા. જેથી અભ્યુદયનાં ઉત્તમ મૂળતત્વો આ દેશના હાથથી જતાં રહ્યાં તથા કોઇ બીજા જ સત્યશોધક લોકો તેનો લાભ લેવાને ભાગ્યશાળી બન્યા. ચરકસંહિતા નામના ગ્રંથમાં મહામુનિ ચરકાચાર્ય ભારતવર્ષના અપકર્ષ થવાના હેતુ વીશે નીચે પ્રમાણે જણાવે છે.

---

* મહા પ્રખ્યાત ભગવત્પૂજ્યપાદ જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય એક વખત ભગવતી ભાગીરથી પ્રતિ સ્નાન માટે પધાર્યા હતા અને દસ્તની હાજત [ શંકા] થતાં પોતાની પાસેનું કમંડલુ નદીના કિનારા ઉપર વિશાળરૂપે પથરાયેલ વેળુમાં દાટી દઇ તેના ઉપર ચિહ્ન તરીકે એક સાઠીકડું [ સાંઠાનો કટકો ] ખોસી મળત્યાગ માટે ચાલ્યા ગયા. કાંઠાપર ઉભેલા લોકોના જોવામાં આ વાત આવી હતી જેથી પછવાડે તેઓએ "શંકરાચાર્યે જે કાંઈ આ કર્યું છે તે કલ્યાણજનક હોવુંજ જોઈયે" એમ માની તેવા અનેક ઢગલાઓ કર્યા અને તેનાપર તેવાંજ ચિન્હો પણ કરી મૂક્યાં શંકરાચાર્યે આવી જોયું તો પોતાના જેવાજ અનેક ઢગલાઓ અને તેવાં જ ચિન્હો જોઈ વિસ્મિત થતાં [ પોતાના કમંડલુની આશા છોડી] નીચનું પદ્ય બોલ્યા:—

गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ।
वालुकाच्छादनात्तद् गतं मे ताम्रभाजनम् ॥

चरकसंहिता, विमानस्थान, जनपदोद्ध्वंसन अध्याय.

आदिकाले ह्यदितिसुतसमौजसोऽतिविमलविपुलप्रभावाः प्रत्यक्ष-देवदेवर्षिधर्मयज्ञविधिविधानाः शैलेंद्रसारसंहतस्थिरशरीराः प्रसन्न-वर्णेंद्रियाः पवनसमजवबलपराक्रमाश्चारुस्फिचोऽभिरूपप्रमाणाकृति-प्रसादोपचयवन्तः सत्यार्जवानृशंस्यदानदमनियमतपउपवासब्रह्म-चर्यव्रतपरा व्यपगतभयरागद्वेषमोहलोभक्रोधशोकमानरोगनिद्रा-तंद्राश्रमक्लमालस्यपरिग्रहाश्च पुरुषा बभूवुरमितायुषः तेषामुदार-सत्वगुणकर्मणामचिंत्यत्वात् रसवीर्यविपाकप्रभावगुणसमुदितानि प्रादुर्बभूवुः शस्यानि सर्वगुणसमुदितत्वात् पृथिव्यादीनां कृतयुग-स्यादौ, भ्रश्यति तु कृतयुगे केषाञ्चिदत्यादानात् साम्पन्निकानां शरीरगौरवमासीत्। सत्वानां गौरवाच्छ्रमः, श्रमादालस्यम्, आलस्यात् संचयः, संचयात् परिग्रहः, परिग्रहाल्लोभः प्रादुर्भूतः। ततः कृतयुगे गते त्रेतायां लोभादभिद्रोहोऽभिद्रोहादनृतवचनम् , अनृतवचनात् कामक्रोधमानद्वेषपारुष्याभिघातभयतापशोकचित्तोद्वेगादयः प्रवृत्ता-स्ततस्त्रेतायां धर्मपादोंतर्धानमगमत् । तस्यान्तर्धानात् पृथिव्यादीनां गुणपादप्रणाशोऽभूत् । ततश्च प्रणाशकृतः शस्यानां स्नेहवैमल्यरस-वीर्यविपाकप्रभावगुणपादभ्रंशस्ततस्तानि प्रजाशरीराणि हीनगुणपादै-र्हीयमानगुणैश्चाहारविहारैरयथापूर्वमुपष्टभ्यमानान्यग्निमारुतपरीतानि प्रागव्याधिभिर्ज्वरादिभिराक्रांतान्यतः प्राणिनो ह्रासमवापुरायुषः क्रमश इति.

અર્થ—આદિ કાળમાં ( પૂર્વે ), દેવોના જેવા ઓજવાળા ( પરાક્રમી ) અતિ નિર્મળ અને વિશાળ પ્રભાવવાળા, દેવો, દેવર્ષિઓ, ધર્મ અને યજ્ઞવિધિ એ સર્વનો પ્રત્યક્ષ રીતે અનુભવ કરનારા, પહાડના જેવા ( ધટ્ટ સ્થિર અને દૃઢ ) શરીરવાળા, પ્રસન્નવર્ણ અને પ્રસન્ન ઇંદ્રિયવાળા, વેગ, બળ અને પરાક્રમમાં પવનના જેવા, તથા સુંદર કટિપશ્ચાદ્‌ભાગવાળા, યોગ્ય પ્રમાણુ, આકૃતિ, પ્રસાદ, અને ઉપચયને ( પુષ્ટિને-વૃદ્ધિને ) ધારણુ કરનારા, સત્ય, સરલતા, દયા, દાન, દમ ( ઇંદ્રિયનિગ્રહ ), તપ, ઉપવાસ, બ્રહ્મચર્ય અને વ્રત એ સર્વમાં સદા તત્પર રહેનારા, ભય, રાગદ્વેષ, મોહ, લોભ, ક્રોધ, શોક, માન, રોગ, નિદ્રા, તંદ્રા, શ્રમ, કલમ ( થાક ) આલસ્ય અને પરિગ્રહ એ સર્વથી રહિત તથા દીર્ઘાયુઃ એવા પુરૂષો થતા હતા. તેઓના ઉદાર ગુણુ, સત્વ અને કર્મનાં અચિંત્યપણાને લીધે રસવાળાં, વીર્યવાળાં, વિપાકવાળાં અને પ્રભાવવાળાં ( અતિ ઉત્તમ ) ધાન્ય પેદા થતાં હતાં કેમકે સત્યયુગમાં પૃથિવી આદિ સર્વ સર્વગુણોવડે સંયુક્ત હતાં; પછી ધીમે ધીમે સત્યયુગ જવા લાગતાં કેટલાક લોકો બહુ પરિગ્રહ કરવા લાગ્યા, જેથી તેઓની સંપત્તિ વધી અને તેને યોગે તેઓના શરીરનું ગૌરવ ( ભારેપણું ) થવા લાગ્યું, સત્વોના ( મન અને શરીર એ બન્નેના ) ગૌરવને લીધે શ્રમ થવા માંડ્યો, એ શ્રમને લીધે આલસ્ય વધવા માંડ્યું, આલસ્યને યોગે લોકોમાં સંચય કરવાની ટેવ વધવા લાગી, સંચયથી પરિગ્રહ વધ્યો, પરિગ્રહને યોગે લોભની ઉત્પત્તિ થઈ. પછી સત્યયુગ સાવ જતો રહેતાં, ત્રેતાયુગમાં લોભથી અભિદ્રોહ થવા લાગ્યો એ અભિદ્રોહને યોગે અસત્ય ભાષણનો પ્રચાર શરૂ થયો અને મિથ્યા ભાષણને લીધે કામ-ક્રોધ, માન, દ્વેષ, પારૂષ્ય ( કઠોરતા-નિર્દયતા ), આઘાત, ભય, તાપ, શોક, માનસિક ઉદ્વેગ, આદિની પ્રવૃત્તિ થવા લાગી. ત્યાર પછી ત્રેતાયુગમાં ધર્મનો એકપાદ ( ચતુર્થાંશ ) અંતર્ધાન પામ્યો ( લુપ્ત થઇ ગયો ); અને

તેને લીધે પૃથિવી આદિમાં જે ગુણો રહ્યા હતા તેનો પણ એકપાદ નાશ પામ્યો અને તે નાશને લીધે ધાન્યમાં સ્નેહ, નિર્મળતા, રસ, વીર્ય, વિપાક, પ્રભાવ આદિ જે ગુણો રહ્યા હતા તેના પાદનો (ચતુર્થાંશનો) નાશ થયો. અને તેને લીધે ગુણપાદથી હીન (બાર આના ગુણવાળા-નિવીર્ય જેવા) થઇ ગએલા અને ઘટતા જતા ગુણવાળા, એ આહાર-વિહારોવડે યથાપૂર્વ (પૂર્વ પ્રમાણે) ટકી રહેનારાં પ્રજાનાં શરીરો કે જે પ્રથમથીજ અગ્નિથી અને વાયુથી વ્યાપ્ત હતાં તે પછી ધીમે ધીમે જ્વરાદિક વ્યાધિઓથી દબાવા લાગ્યાં જેથી ક્રમે કરી પ્રાણિઓના આયુષ્યનો હ્રાસ થયો.

ચરકાચાર્યે આતો ત્રેતાયુગની (બીજાયુગની પોતાના સમયની) વાત જણાવી છે પણ હાલનો કલિયુગ (ચોથો યુગ) ચાલે છે એટલે ચરકાચાર્યના હિસાબ પ્રમાણે ધર્મના ત્રણપાદનો નાશ થયેલો હોવાથી નિર્વીર્ય, નીરસ, અને નિષ્પ્રભાવ બની જતાં લોકો પણ આધિ અને વ્યાધિવડે ગ્રસ્ત બની અલ્પાયુ: થઈ જાય એ સ્વાભાવિક છે.

પુરાતન કાળથી આ આર્યદેશવાસી પુરૂષોને આર્ય એવી ઉચ્ચ સંજ્ઞા આપવામાં આવી છે. આર્ય કોને કહી શકાય એ વીશે નીચેનો લક્ષણ શ્લોક જુઓ.

कुलं शीलं दया दानं धर्मःसत्यं कृतज्ञता ।
अद्रोह इति येष्वेत त्तानार्यान् संप्रचक्षते ॥

કુલીનતા, શીલ (સદ્વર્તન), દયા, દાન, ધર્મ, સત્ય અને કૃતજ્ઞતા (કરેલા ઉપકારને સદા યાદ રાખવો તે), તથા અદ્રોહ એ સર્વ જેની અંદર રહ્યાં હોય તેને આર્ય કહે છે.

આવા સદ્ગુણોવાળા પુરૂષો આ દેશમાં (હિંદુસ્થાનમાં) ઉત્પન્ન થતા હોવાથી તેને આર્યાવર્ત એવું નામ આપવામાં આવ્યું છે.

મનુસ્મૃતિપર ટીકા કરનાર વિદ્વદ્વર્ય કુલ્લુક ભટ્ટ પણ આર્યાવર્ત શબ્દની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે.

**आर्याः पुनःपुन रत्राऽऽवर्त्तंते इति आर्यावर्तः ॥**

(આર્યો પુનઃ પુનઃ વારંવાર અહીં જન્મ લે છે તેથી તે આર્યાવર્ત.)

અહો! કેવો કાળ મહિમા અને કેવું ચડતી પડતીના અનાદિ સિદ્ધ ચક્રનું ભ્રમણ છે કે જેની અંદર ઉત્તમ મહાન્ આર્યો પેદા થતા હતા. એજ આર્યાવર્તની અંદર આજે (હમણાં) ઉત્પન્ન થતા નરોને આપણે કેવી અનાર્ય જેવી દશાવાળા જોઇયે છીયે! અને વધારે ખેદની વાત તો એ છે કે હજી આજે પણ લોકો પોતાની એ પુરાતન આર્યતા પુનઃ પ્રાપ્ત કરવાને કાંઈ ઉત્કંઠિત જણાતા નથી કિન્તુ એક પછવાડે બીજું અને બીજા પછવાડે ત્રીજું એમ અસંખ્ય રૂપે ગતિ કરનારાં ગાડરોનાં ટોળાની પેઠે જનસંપત્તિ, ધનસંપત્તિ અને અધિકારસંપત્તિ આદિના બળથી * મહોટા કહેવાતા પાંચ માણસોયે વચમાંજ ધૂસાડી દીધેલી અથવા

---

* જગતમાં જેઓ મહોટા કહેવાયા તેનાપર જો તેઓ વિચાર કરે તો ઘણો જબરો બોજો રહેલો છે.

यद्यदाचरति श्रेष्ट स्तदतदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ (भगवद्गीता.)

[શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે તે તે આચરણ જ ઈતર જન પણ કરે છે અને તે જેને પ્રમાણરૂપ ગણે તેને જ ઇતર લોક પણ અનુસરે છે.]

પસંદ કરેલી અજ્ઞાનમૂલક રૂઢિયે જે વાત સ્વીકારી હોય તેને વળગી રહી આંખો વીંચી ચાલ્યા જ જાય છે.

આ દેશના લોકો સ્વતંત્ર વિચારના કે સ્વાશ્રયી નથી જેથી તેને કોઈ દુઃખી કહે તો તે કાંઈ ખોટું નથી. ભગવાન્ મનુ જણાવે છે કેઃ—

सर्वं परवशंद्दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥

જે કાંઈ પરવશ છે તે સર્વ દુઃખરૂપ છે અને જે પોતાની સ્વાધીનતામાં હોય તે સર્વ સુખરૂપ છે; આ પ્રમાણે ક્રમવાર સ્વાતંત્ર્ય-પારતંત્ર્ય સંક્ષેપથી સુખદુઃખનું લક્ષણ છે એમ સમજવું.

વર્તમાન કાળમાં જોઇયે તો આ દેશની ખરેખર (આવાજ પ્રકારની) શોચનીય દશા દૃષ્ટિગોચર થાય છે અને હવે પછી પણ ઇશ્વરેચ્છા શી હશે અને ભવિતવ્યતાના વિશાળ હૃદયાવકાશમાં શા વિચારો ભરાઈ પેઠા હશે તે અગાઉથી ચોક્કસ કોણ કહી શકે તેમ છે? તથાપિ ઉચ્ચ વાસનાને અવકાશ આપવો અને પોતાના ચિત્તમાં જે લોકહિતકારક વિચારો સ્ફુરે તે દુનીયાની સેવામાં મૂકી અનૃણી થવું અને દુર્દશા રૂપી કીચડમાં (કાદવમાં) ખૂંચી ગયેલી આ નિર્બળ આર્યભૂમિને એ કાદવમાંથી બહાર ખેંચી કાઢવાને બનતો પ્રયાસ કરવો એ દરેક વિવેકી આર્યની ફરજ છે એમ ધારી આ અલ્પલેખ આગળ ચલાવવામાં આવે છે.

આપણે જે વિષયપર અહીં નિર્ણય કરવાનો છે, તે વીશે વિવેચન કરતાં * વોરાવાળું નાડું પકડી રાખવાનું નથી. કિન્તુ એક શોધક

* કોઇ એક વોરાને દૂર ગામ જવું હતું તેથી તે ગાડું શોધતો હતો. દૈવયોગે સસ્તે ભાડે એક ગાડું મળી ગયું પરંતુ તે કપાસના [રૂના] ઘોકડાનું હતું. વોરાજી તો તે ઘોકડાના ગાડાપર ચડી બેઠા. ગાડું ધીમે ધીમે રસ્તે ચાલતાં વચમાં એક

બુદ્ધિથી સારગ્રાહી થઈ જે વાત યુક્તિ, શાસ્ત્ર પ્રમાણ આદિથી સિદ્ધ થાય તે ઉપર જ દઢ આરૂઢ થઈ રહેવાનું છે કેમકે સયુક્તિક તથા સશાસ્ત્ર વાત વિશેષે કરી જનસમુદાયમાં માન્ય થઈ પડે છે. ભગવત્પૂજ્યપાદ જગદ્-ગુરૂ શંકરાચાર્ય બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ભાષ્યમાં જણાવે છે કે—

**आगमोपपत्तिभ्यां हि निश्चितोऽर्थः श्रद्धेयो भवत्यव्यभिचारात् ॥**

શાસ્ત્ર અને યુક્તિ એ બન્નેવડે સિદ્ધ થતી બાબત શ્રદ્ધેય (આદર આપવા યોગ્ય—માનવાલાયક) થઈ પડે છે કેમકે તેમાં વ્યભિચાર આવતો નથી.

મહાકારૂણિક મહર્ષિ વેદવ્યાસજીયે પણ મહાભારત (શાંતિપર્વ, મોક્ષધર્મ)માં તેવાજ મતલબનો નીચેનો શ્લોક જણાવ્યો છે.

**न्यायतंत्राण्यनेकानि तैस्तैरुक्तानि वादिभिः ।**
**हेत्वागमसदाचारैर्यद्युक्तं तदुपास्यताम् ॥**

તે તે વાદિઓયે પોતપોતાનું મત સિદ્ધ કરવાને અનેક ન્યાયતંત્રો કહેલાં છે પરંતુ તેમાંથી હેતુ, આગમ (શાસ્ત્ર) અને સદાચાર એ ત્રણે-યથી જે યુકત હોય તેજ સેવવાનું છે.

---

ઘાંચ [ખરાબાવાળી જગા] આવી; ગાડાવાળાયે તે સમયે કહ્યું કે વોરાજી, નાડું પકડી રાખજો. વોરાજીયે તો પોતાના ચોરણાની નાડી પકડી રાખી અને ગાડું તો ઘાંચમાંથી ચાલ્યું કે તરતજ વોરાજી ઉથલી નીચે જઈ પડયા. વોરાયે ગુસ્સાથી ગાડીવાનને કહ્યું કે તારા કહેવા પ્રમાણે મેં નારૂં [નાડું] પકરી રાખું ને પરો કેમ? ગાડીવાન બોલ્યો કે મેં નાડું કહ્યું હતું તે ઘોડાંને બાંધેલો રસો પણ તમારા ચોરણાની નાડી નહીં, તમે વગર વિચારે [બરાબર સમજ્યા વિના] ચોર-ણાની નાડી પકડી તેથી ભૂલનું ફળ મળ્યું; તેમાં હું શું કરૂં?

મહામાનનીય ભગવાન્ મનુ પણ જણાવે છે કે—

प्रत्यक्षमनुमानं च शास्त्रं च विविधागमम् ।
त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥

ધર્મની શુદ્ધિની ઇચ્છા રાખનાર પુરૂષે પ્રત્યક્ષ, અનુમાન અને વિવિધ (વેદમૂલક સ્મૃતિ આદિ) આગમયુક્ત શાસ્ત્ર એ ત્રણેયનું સારી રીતથી જ્ઞાન મેળવવું જોઇયે.

પાતંજલ સૂત્ર (યોગ સૂત્ર) ઉપરના વ્યાસભાષ્યમાં પણ જણાવ્યું છે કે:—

आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन् प्रज्ञां लभते योगमुत्तमम् ॥

શાસ્ત્ર, અનુમાન અને ચિંતનના અનુષ્ઠાનમાં વારંવાર અત્યંત આદર આ ત્રણ પ્રકારે જે પોતાની બુદ્ધિને યોજે તે ઉત્તમ યોગને મેળવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે અહીં પણ યુક્તિ, શાસ્ત્ર, અનુમાન, અનુભવ તથા પ્રત્યક્ષ આદિને અનુસરી નીચેના વિચારો દર્શાવવામાં આવે છે કે જે યોગ્ય અધિકારીને (વાચક વર્ગને) તે તે પ્રસંગે જણાયા વિના રહેશે નહીં.

शरीरमनसोः श्रेष्टं बलं येष्ववतिष्ठते ।
गुणवत्त्वं च विद्वत्त्वं तेषां स्यान्नूनमुन्नतिः ॥

જેઓમાં શરીર અને મન એ બન્નેનું ઉત્તમ બળ રહ્યું હોય તથા સદ્‌ગુણો અને વિદ્વત્તા પણ રહ્યાં હોય તેઓનો અભ્યુદય થાય જ એ વાત નિર્વિવાદ જેવી છે.

ઉપર લખેલા પદ્યને અનુસરી બોલીયે તો ઉદયનાં હેતુનાં ચાર અંગ મુખ્ય કલ્પી શકાય.

૧ શારીરિક શ્રેષ્ઠ બલ.

૨ માનસિક શ્રેષ્ઠ બલ.

૩ સદ્ગુણો.

૪ વિદ્વત્તા.

આ ચાર ઉદયનાં મુખ્ય અંગ છે. અને તે એકેકનો એવો તો ગંભીર વિષય છે કે સવિસ્તર લખવા જતાં મ્હોટા ગ્રંથો થઈ પડે તથાપિ આપણે એ વિષે ટુંકામાં ક્રમવાર તેના સંક્ષિપ્ત સારનું વિવેચન કરશું.

૧ શારીરિક શ્રેષ્ઠ બલ.

શારીરિક ઉત્કૃષ્ટ બલ સિવાય બહુધા મોટાં (મહાભારત) કાર્યો થઇ શકતાં નથી. આજ દિવસ સુધી લોકોપયોગી જે જે શોધો થયા છે તે ઘણે ભાગે દૃઢ શરીરવાળા મહાશય પુરૂષોયે જ કરેલા છે. બહુધા અને તેઓ જ ઐહિક પારમાર્થિક કલ્યાણના ગહન ક્રમમાં આગળ વધી શકયા છે. જો શરીર નિર્બલ હોય તો હૃદય અને મગજ પણ નિર્બલ હોવાથી મનુષ્ય ઘણે અંશે આલસ્યવાન્ (આળસુ) અને નિરૂત્સાહ બની જાય છે; અને તેનું નિર્બલ થઇ રહેલું ચિત્ત કશામાં એકાગ્ર નહિ થઈ શકતાં (ઉદયક્રમમાં) આગલ વધી શકતું નથી. મનની સ્થિતિનો ઘણો આધાર શરીર ઉપર રહે છે.

સુશ્રુતમાં (ભગવાન્ ધન્વંતરિ) જણાવે છે કેઃ—

**हृदयं चेतनास्थान मुक्तं सुश्रुत देहिनाम् ॥**

હે સુશ્રુત ! મનુષ્યોનું (દેહધારી જીવોનું) હૃદય એ એક બુદ્ધિનું સ્થાન છે; મહાભારતમાં પણ જણાવે છે કેઃ—

**मध्येच हृदयस्यकौ शिरा तत्र मनोवहा ॥**

હૃદયના મધ્યમાં એક મનોવહા એવા નામની નાડી છે; કે જે મનને વહન કરનાર છે.

આ બન્ને વચનથી સિદ્ધ એ થાય છે કે હૃદય એ એક બુદ્ધિનું અને મનનું સ્થાન છે. શરીર નિર્બળ કે રોગી હોય તો હૃદય તેના એક અવયવરૂપ હોવાથી તેની અસર હૃદય ઉપર થાય અને તેને લીધે હૃદયમાં નિવાસ કરનાર મન પણ તેવું જ રહે એ સ્વતઃ સિદ્ધ જેવી વાત છે. વળી પ્રત્યક્ષપણે જોવામાં આવે છે કે જ્યારે શરીર અસ્વસ્થ હોય ત્યારે મન પણ અસ્વસ્થ રહે છે. અને શરીર જ્યારે સારી આરોગ્ય દશામાં હોય ત્યારે મનપણ પ્રફુલ્લ રહે છે. આથી શરીરનો તથા મનનો પરસ્પર કેવો ગાઢ સંબંધ છે તે જણાઇ આવે છે. જો શરીર ઉત્કૃષ્ટ બળ વડે ભરપૂર હોય તો તેની અસર મન ઉપર થવાથી મન પણ મજબૂત રહે છે. અને શરીર નિર્બળ હોય તો મનપણ તેવું જ બની જાય છે. જેથી શારીરિક શ્રેષ્ઠ બળ સર્વથા સંપાદ્ય છે, એ વાત દૃઢ થાય છે. હવે તે મેળવવામાં તથા વધારવામાં શાં શાં સાધનોની અગત્ય છે તે વીશે કાંઇક વિવેચન કરીયે.

## બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્ય એ એક ઉત્કૃષ્ટ શરીરબળ મેળવવાનો મુખ્ય પાયો છે. એ પાયો જો નબળો હોય તો તેના ઉપર છણાયેલી ઇમારત નબળી

તીવડે જ એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. આ વાત ઉપર જ લક્ષ રાખી આપણા દીર્ઘદર્શી આર્ય વિદ્વાનોએ બ્રહ્મચર્યને સર્વ આશ્રમોમાં પ્રથમ ગણેલ છે. અને કેમ જાણે તે બીજા આશ્રમોનું મૂળ હોય તેવો ભાવ સૂચવ્યો છે. અમુક મુદત સુધી બ્રહ્મચર્ય પાળી પ્રથમાશ્રમના ધર્મોને દૃઢતાથી વળગી રહી, ગુરૂશુશ્રુષાઆદિદ્વારા આ લોક અને પરલોક એ બન્નેને ( ઉભયલોકને ) સુધારનાર સદ્વિદ્યા સંપાદન કરવાનો ધારો આપણા પૂર્વજોએ બાંધેલો જોવામાં આવે છે. વિદ્યાનું સારૂં જ્ઞાન મેળવ્યા બાદ અને આ વિકટ તથા વિચિત્ર સંસાર યાત્રામાં સુખેથી પ્રવાસ કરવામાં સહાયક થનારા ઐહિક પારલૌકિક ધર્મોનું કેટલુંએક રહસ્ય જાણ્યા બાદ યોગ્ય વય થયે તેનો વિવાહ કરવાની આજ્ઞા આપણાં આર્ય શાસ્ત્રોએ આપી છે. જે બાળલગ્નનો રીવાજ હાલ ઘણે ભાગે આપણા દેશમાં જોવામાં આવે છે તે આગળ હોય તેવું જણાતું નથી. કિન્તુ વચમાં જ ( મુસલમાન આદિના રાજ્યમાં રાજભયઆદિ કારણને લીધે ) દાખલ થઇ ગયો હોય એમ જણાય છે.

ભગવાન્ મનુ તો આજ્ઞા કરે છે કેઃ—

**त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥**

ત્રીશ વર્ષના પુરૂષે મનોહર એવી બાર વરસની કન્યા સાથે વિવાહ કરવો અથવા ચોવીસ વર્ષના પુરૂષે આઠ વર્ષની કન્યા સાથે પરણવું. ત્વરા કરવાથી ( યોગ્યવય થતાં સુધી બ્રહ્મચર્ય ન પળાયાથી ) ધર્મ ( કે જે મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે તે )માં તેને કષ્ટ વેઠવું પડે છે ( અથવા તો

ધર્મમાં કાંઇ ખામી આવતી હોય તો અને ધર્મ જતો હોય તો ત્વરા કરવી આવું અર્થાન્તર પણ સ્ફુરે છે. )

સુશ્રુતમાં ભગવાન્ ધન્વન્તરિ જણાવે છે કે :—

**अथास्मै पंचविंशतिवर्षाय द्वादशवर्षां पत्नीमावहेत् पित्र्यधर्मार्थकामप्रजाः प्राप्स्यतीति ॥**

પચીસ વર્ષના ( વિદ્યા અને બ્રહ્મચર્ય આદિ લાંબો સમય પાળી વિદ્વાન્ થએલા તથા શારીરિક માનસિક બળવડે સંપન્ન થએલા ) પુરૂષને બારવર્ષની પત્ની પરણાવવી. કેમકે તેમ થવાથી પિતૃકૃત્ય, ધર્મ, અર્થ, કામ અને પ્રજાની પ્રાપ્તિ થશે.

બાળલગ્નમાં શી હરકત નડે છે એ વીશે વળી તે જણાવે છે કે:—

**ऊनषोडशवार्षिक्यामप्राप्तः पंचविंशतिम् ।**
**यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते ॥**
**जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेंद्रियः ।**
**तस्मादत्यंतबालायां गर्भाधानं न कारयेत् ॥**

સોળ વર્ષથી ઓછા વયની પત્નીમાં પચીશ વર્ષથી ઓછા વયનો પુરૂષ ગર્ભાધાન કરે તો ગર્ભ ઉદરમાં જ મરણને શરણ થાય છે. કદાચિત્ તે પૂરે માસે ઉત્પન્ન થાય તો પણ અલ્પાયુ નીવડે છે અને કદાચિત્ વધારે જીવે તો દુર્બલ ઇંદ્રિયવાળો ( નબળા મગજનો ) થાય છે માટે અત્યંત બાલાસ્ત્રીમાં ગર્ભાધાન કરવું નહીં.*

---

* આ પરિમાણ દેશકાળને બંધબેસતું ન જ થતું હોય તો પછી વીશ વર્ષનો પુરૂષ અને બાર વર્ષની કન્યા એ આદિ ઉચિત વ્યવસ્થા દાખલ કરવી પરંતુ બાળવિવાહ હાનિકારક હોવાથી સર્વથા ત્યાજ્ય છે.

આ ઉપરથી છેવટ સોળ વર્ષની સ્ત્રી અને પચ્ચીશ વર્ષનો પુરૂષ ગર્ભાધાન કરવા માટે સુશ્રુતને ઇષ્ટ હોય એમ ભાસે છે. આથી બાળ-વિવાહ હાનિકારક છે અને તેમાંથી ઉત્પન્ન થતી પ્રજા નિર્બલ નિર્વીર્ય અને અલ્પાયુ થાય છે આ વાત સ્પષ્ટપણે ખુલે છે. બાળલગ્ન થવાથી બીચારાં બાલકો કે જેને પોતાના હિતાહિતની કશી ખબર હોતી નથી તેઓ બાલ્ય વયમાં જ લગ્નમાં જોડાયાથી તેના વીર્યની પરિપૂર્ણ ભરતી થયા પહેલાં જ અને વીર્યાશય તથા કેટલાએક અવયવો કુદરતી (ઇશ્વરીય) નિયમ પ્રમાણે પરિપકવ દશામાં આવ્યા પહેલાં જ વીર્યનો હ્રાસ થવાનો પ્રસંગ આવી લાગે છે. જેથી તેનો-પરિણામ ખરાબ ઉતરે એ નિર્વિવાદ વાત છે. જેમ કાચા ફળનો ઉપભોગ કરવાથી તેની અંદર પરિપકવ અવસ્થામાં પેદા થનારી એક અનુભવગમ્ય (પાકજન્ય) મીઠાશ અનુભવમાં નથી આવતી (જોવામાં નથી આવતી) તેમ પરિપકવ નહીં થએલાં વયમાં (બાળવયમાં) જ વિવાહ કરનાર પુરૂષમાં તથા તેના ઔરસ પુત્રોમાં (વંશજોમાં) કેટલાંક ઉત્તમ તત્ત્વો (અપૂર્ણ રહી જવાથી) અનુભવમાં આવતાં નથી (જોવામાં આવતાં નથી.)

**पातंजलसूत्रमां** ભગવાન્ પતંજલિ જણાવે છે કેઃ—

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥**

( બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા (સ્થિરતા) થતાં વીર્યનો લાભ થાય છે. )

## व्यासभाष्य.

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः यस्य लाभादप्रतिघान् गुणान् उत्कर्षयति सिद्धश्च विनेयेषुज्ञानमाधातुं समर्थो भवति.**

બ્રહ્મચર્યની સ્થિરતા થતાં વીર્યનો ( સામર્થ્યનો ) લાભ થાય છે કે જેના લાભથી પ્રતિઘાત રહિત (નિર્બાધ) એવા સદ્‌ગુણોને માણસ પોતાનામાં વધારી શકે છે અને પોતે સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત થતાં શિષ્યોમાં પણ જ્ઞાનનું ( યોગાદિનું ) સ્થાપન કરવાને સમર્થ બને છે. તેના બોધની છાપ શિષ્યોના ચિત્તમાં બરાબર મજબૂતપણે ચોટી બેસે છે.

બ્રહ્મચર્ય આ લોક અને પરલોક એ બન્નેને સુધારનાર છે. આ લોકમાં બળ પરાક્રમ ઉત્સાહ આદિને ઉત્પન્ન કરનાર હોવાથી તે ઉપકારક થાય છે અને સદ્વર્તનરૂપ હોવાથી પરલોકમાં સુખરૂપ થતાં આત્મ-જ્ઞાનઆદિમાં પણ તેને હેતુરૂપ ગણવામાં આવે છે.

( અથર્વ વેદના મુંડક ઉપનિષદ્‌ની ) શ્રુતિ જણાવે છે કેઃ—

**सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ॥**

( આ આત્મા નિરંતર સત્યવડે, તપવડે, સમ્યક્ જ્ઞાનવડે, અને બ્રહ્મ-ચર્યવડે લભ્ય છે )

અથર્વ વેદીય પ્રશ્નોપનિષદ્‌માં પણ કહ્યું છે કે :—

**तेषामसौ विरजो ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम्**
**तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया ॥**

( તેઓને જ એ રજોગુણરહિત બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે કે જેઓમાં તપ, બ્રહ્મચર્ય અને સત્ય રહેલાં હોય.

તેઓનેજ રજોગુણ રહિત બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે કે જેઓની અંદર કુટિલતા અનૃત અને માયા રહેલાં ન હોય )

વૈદ્યાચાર્ય વાગ્ભટ્ટ પણ જણાવે છે કે :--

धन्यं यशस्यमायुष्यं लोकद्वयरसायनम् ।
अनुमोदामहे ब्रह्मचर्यमेकान्तनिर्मलम् ॥

બ્રહ્મચર્ય કે જે ધન આપનાર, યશ આપનાર, આયુષ્ય આપનાર આ લોકમાં અને પરલોકમાં રસાયનરૂપ છે અને એકાંત નિર્મલ છે તેને અમે અનુમોદન આપીયે છીએ.

મહર્ષિ ચરકાચાર્યે પણ ચરકમાં જણાવ્યું છે કે:---

ब्रह्मचर्यमायुष्यकराणाम्

આયુષ્ય વધારનાર વસ્તુઓમાં બ્રહ્મચર્ય સર્વોત્તમ છે; વળી તેજ બીજે ઠેકાણે જણાવે છે કે :--

आप्तागमादुपलभ्यते दानतपोयज्ञसत्याहिंसाब्रह्मचर्याणि अभ्युदयनिःश्रेयस्कराणीति

આપ્ત પુરૂષોના આગમથી ( શાસ્ત્રથી ) જણાય છે કે દાન, તપ, યજ્ઞ, સત્ય, અહિંસા અને બ્રહ્મચર્ય એ અભ્યુદય તથા નિઃશ્રેયસ ( મોક્ષ ) એ બન્નેને કરનારાં છે.

આપ્તનાં વાક્ય ઉપર ( ખાત્રીવિના ) કેમ આધાર રાખી શકાય એ શંકાના સમાધાનમાં વળી તેમણે જ જણાવ્યું છે કે:—

रजस्तमोभ्यां निर्मुक्तास्तपोज्ञानबलेन च ।
येषां त्रिकालममलं ज्ञानमव्याहतं सदा ॥

आप्ताः शिष्टा विबुद्धास्ते तेषां वाक्यमसंशयम् ।
सत्यं वक्ष्यंति ते कस्मादसत्यं नीरजस्तमाः ॥

જેઓ રજોગુણથી **અને તમોગુણથી** રહિત હોય, તથા *તપોબળથી અને જ્ઞાનબળથી જેઓને સદા ત્રિકાલનું અખંડિતપણે જ્ઞાન થયું હોય તેવા પુરૂષો આપ્ત શિષ્ટ અને વિશુદ્ધ કહેવાય છે અને તેવાઓનું વાક્ય નિઃસંશય જ છે. કેમકે તેઓ સત્ય જ બોલશે. રજોગુણથી સાવ રહિત હોવાથી (તેઓને કોઇની પાસેથી પોતાનો સ્વાર્થ સાધી લેવાની મતલબ નહીં હોવાથી તેઓ અસત્ય શા માટે બોલે ? ન જ બોલે.)

બ્રહ્મચર્યનો પ્રભાવ બળવત્તર છે. અને તેને લીધે જ (બ્રહ્મચર્ય આદિ ઉત્તમ ધર્મને વળગી રહેવાથી જ) પૂર્વ કાળના પુરૂષો પરાક્રમી, દીર્ઘાયુ, બલવાન્, ધીર, વીર, ઉદાર સદ્‌ગુણી તથા સુખી થતા હતા. પૂર્વકાળના પવિત્ર પુરૂષો કેવા જીતેંદ્રિય તથા બ્રહ્મચર્ય તરફ દૃઢ લક્ષવાળા હતા, અને તેઓ તેના બળથી કેવાં પરાક્રમો કરી શકતા તેના દાખલાઓ રૂપે અલૌકિક પરાક્રમથી શ્રોતૃવર્ગને આશ્ચર્ય કરનારા શ્રીહનુમાનજી ભીષ્મપિતામહ આદિની વિસ્મય પમાડનારી હકીકતો અનેક ઇતિહાસો-

---

* તપનું બળ–તપઃ શબ્દના અનેક અર્થો છે. तपः कृच्छ्रचांद्रायणादिकं (તપ એટલે કૃચ્છ્રચાંદ્રાયણાદિક) मनसश्चेंद्रियाणांचाप्येकात्म्यं परमं तपः (મનની અને ઇન્દ્રિયોની એકાગ્રતા એ પરમ તપ છે.) तपः स्वधर्मवर्तित्वं (પોતાના ધર્મને દૃઢતાથી વળગી રહેવું તે તપ) तपो नानशनात्परं (અનશન વ્રતના જેવું બીજું એકેય તપ નથી.) ઇત્યાદિ અનેક વાક્યો છે. હરેક પ્રકારે (શાસ્ત્ર વિહિત પ્રકારે) શરીરને અને મનને કસવું તે તપ. रजस्तमोघ्नं यत्कर्म तपसस्तत्वलक्षणम् (રજોગુણ અને તમોગુણને જે નાશ કરનાર કર્મ તે તપનું ખાસ લક્ષણ છે.)

માંથી મળી આવે છે, પરન્તુ અહીં તે વિસ્તારના ભયથી દાખલ કરવામાં આવી નથી; તથાપિ જિજ્ઞાસુ શોધકને તે દુષ્પ્રાપ્ય નથી.

એ પળાતું બ્રહ્મચર્ય યોગ્ય વયે વિવાહ થતાં સુધી વચમાં કોઈ પણ પ્રકારે ખંડિત થવું નહીં જોઇયે.

મહામુનિ યોગીન્દ્ર યાજ્ઞવલ્કય જણાવે છે કેઃ—

अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।

याज्ञवल्क्यः

अविप्लुतब्रह्मचर्यः अस्खलितब्रह्मचर्यः

विज्ञानेश्वरः ( मीताक्षरा )

અસ્ખલિત બ્રહ્મચર્યવાળા (યોગ્ય વયના—કેળવાયેલા) પુરૂષે ઉત્તમ લક્ષણવાળી સ્ત્રી સાથે વિવાહ કરવો.)

મહામાનનીય મનુ મહારાજ પણ ઉપર પ્રમાણે જ ભાવ જણાવે છે કેઃ-

अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ।

मनुः

વિવાહ થયા પછી ગૃહસ્થ દશામાં પણ એક સામાન્ય બ્રહ્મચર્ય પાળી શકાય છે; કે જે બળ, બુદ્ધિ, પરાક્રમ, આરોગ્યઆદિમાં ઉપકારક થાયછે. અમૂલ્ય મનુષ્ય જન્મ મળ્યા છતાં સારાસાર, કૃત્યાકૃત્ય, હિતાહિત આદિનો વિવેક નહીં રાખતાં કેવળ પશુ પક્ષી આદિ પામર પ્રાણીઓની પેઠે રાત્રિદિવસ વિષયમાં લંપટ બની રહેવું એ વાત શાસ્ત્રસંમત કે

શિષ્ટાચરિત હોય તેવું જણાતું નથી. એ સ્થિતિમાં પણ કામાંધ નહીં થઇ જતાં નિયમિત રહેવુ એજ હિતાવહ છે.

મહાભારતના શાંતિપર્વમાં (મોક્ષધર્મમાં) જણાવ્યું છે કે:—

**भार्यां गच्छन् ब्रह्मचारी ऋतौ भवति वै द्विजः ।**

(ઋતુ સમયે ગમન કરનાર દ્વિજ બ્રહ્મચારી છે.)

† ऋतौ भार्यामुपेयात् (ઋતુકાલે સ્ત્રી ગમન કરવું) એ શ્રુતિ પણ નિયમિત રહેવાનું સૂચવે છે.

---

† षोडशर्तु निशाः स्त्रीणां — याज्ञवल्क्यः प्र. १

स्त्रीणां गर्भधारणयोग्यावस्थोपलक्षितः कालः ऋतुः स च रजोदर्शनदिवसादारभ्य षोडशाहोरात्राणि — मीताक्षरा.

ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशः स्मृताः । चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः । — मनु. अ. ३-४६

आर्तवस्रावदिवसादृतुः षोडश रात्रयः । (भावप्रकाश)

વિશેષ જીજ્ઞાસા હોય તો નીચેના શ્લોકો વાંચો.

षोडशर्तु निशाः स्त्रीणां तस्मिन्युग्मासु संविशेत् ।
ब्रह्मचार्येव पर्वाण्याद्याश्चतस्रश्च वर्जयेत् ॥ ७९ ॥
एवं गच्छन्स्त्रियं क्षामां मघां मूलं च वर्जयेत् ।
सुस्थ इंदौ सकृत्पुत्रं लक्षण्यं जनयेत्पुमान् ॥ ८० ॥
यथाकामी भवेद्वापि स्त्रीणां वरमनुस्मरन् ।
स्वदारनिरतश्चैव स्त्रियो रक्ष्या यतः स्मृताः ॥ ८१ ॥

याज्ञवल्क्यः (आचाराध्याय)

વૈદ્યવર્ય પંડિત ભાવમિશ્ર પણ (ભાવપ્રકાશમાં) જણાવે છે કે: —

आयुष्मन्तो मन्दजरा वपुर्वर्णबलान्विताः ।
स्थिरोपचितमांसाश्च भवन्ति स्त्रीषु संयताः ॥

---

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्ज्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥
ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशः स्मृताः ।
चतुर्भिरितरैः सार्द्धमहोभिः सद्विगर्हितैः ॥ ४६ ॥
तासामाद्याश्चतस्रश्च निंदितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७ ॥
युग्मासु पुत्रा जायंते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियं ॥ ४८ ॥
पुमान्पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।
समेऽपुमान्पुंस्त्रियौ च क्षीणेऽल्पे च विपर्ययः ॥ ४९ ॥
निंद्यास्वष्टासु चान्यासु स्त्रियं रात्रिषु वर्जयेत् ।
ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥ ५० ॥ मनु. अ. ३

सेवेत कामतः कामं तृप्तो वाजीकृतो हिमे ।
त्र्यहाद्वसंतशरदोः पक्षाद्वर्षानिदाघयोः ॥ (वाग्भट्ट)

त्रिभिस्त्रिभिरहोभिर्हि समेयात्प्रमदां नरः। अन्येऽष्वृतुषु घर्मे तु पक्षात्पक्षाद्व्रजेद्बुधः ॥
(પંડિત ભાવમિશ્ર ભિષગ્વર્ય ભાવપ્રકાશકાર).

બીજી ઘણી બાબતો આ સંબંધમાં જણાવવા જેવી છે પણ વિસ્તારભયથી બંધ રાખવામાં આવી છે. જીજ્ઞાસુને વૈદકશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્રમાંથી વિશેષ હકીકત મળી શકશે.

સ્ત્રીઓમાં નિયમિતપણે વર્તનારા પુરૂષો આયુષ્યવાન્ થોડી અથવા મોડી વૃદ્ધાવસ્થા જેને પ્રાપ્ત થાય તેવા શરીરની કાન્તિ અને બળ એ બન્ને વડે યુક્ત અને સ્થિર તથા પુષ્ટ માંસવાળા થાય છે.

અતિ વિષયીપણામાં શી હાનિ થાય છે તે વીશે એ પોતે જ જણાવે છે કે :—

**शूलकासज्वरश्वासकार्श्यपांडवामयक्षयाः ।**
**अतिव्यवायाज्जायन्ते रोगाश्चाक्षेपकादयः ॥**

અતિ વ્યવાયથી શૂલ, ખાંસી, તાવ, શ્વાસ (દમ), દુર્બળતા (કૃશતા), પાંડુરોગ અને ક્ષય (રાજયક્ષ્મા) થાય છે અને આક્ષેપક આદિ બીજા રોગો પણ થવાનો પ્રસંગ આવી લાગે છે.

વૈદ્યાચાર્ય વાગ્ભટ્ટ પણ કહે છે કે :—

**भ्रमक्लमोरुदौर्बल्य बलधात्विंद्रियक्षयः ।**
**अपर्वमरणं च स्यादन्यथा गच्छतः स्त्रियम् ॥**

**स्मृतिमेधायुरारोग्य पुष्टींद्रिययशोबलैः ।**
**अधिका मन्दजरसो भवन्ति स्त्रीषु संयताः ॥**

ભ્રમ, ગ્લાનિ, ઘણી દુર્બળતા (અથવા સાથળની નબળાઇ), બળનો, ધાતુઓનો અને ઇંદ્રિયોનો ક્ષય તથા અકાલ મરણ એ બધું અનિયમિત સ્ત્રીગમન કરનારને થાય છે અને સ્ત્રીઓમાં નિયમિતરીતે વર્તનારા પુરૂષો સ્મૃતિ, મેધા (યાદદાસ્તવાળી બુદ્ધિ), આયુષ્ય, આરોગ્ય, પુષ્ટિ, ઇંદ્રિય, યશ અને બળ એ સર્વ બાબતોની અંદર અધિકતાવાળા અને વૃદ્ધાવસ્થા

જેને થોડી જણાય તેવા થાય છે. ऋतावुपेयात्सर्वत्र वा प्रतिषिद्धवर्जम् એ ગૌતમસૂત્ર પણ નિયમ જ સૂચવે છે.

ઇંદ્રિયોની સત્તા બહુ પ્રબળ છે. જો મનુષ્ય એ સંબંધમાં અસાવધાન (ગાફેલ) રહે તો મદોન્મત્ત હૃષ્ટપુષ્ટ ઘોડાપર સવાર થયેલા કામ ચલાઉ (ઘોડાની સવારી નહીં કરી જાણુનાર) માણસના જેવી તેની ગતિ થાય છે.

પ્રથમ વયમાં જ મનુષ્ય આડે રસ્તે ચડી જઇ કર્તવ્ય પરાંગમુખ થઇ જાય એવું તેનું વલણુ જ ન થવા માટે ભગવાન્ મનુ પ્રથમાશ્રમના ધર્મમાં જ જણાવે છે કે:—

इंद्रियाणां प्रसंगेन दोषमृच्छत्यसंशयम् ।
सन्नियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ।
प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥

न तथैतानि शक्यंते सन्नियंतुमसेवया ।
विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥

वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छति कर्हिचित् ॥

श्रुत्वा स्पृष्टवा च दृष्ट्वा च घ्रात्वा भुक्त्वा च यो नरः ।
नहृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥

इंद्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा दृतेःपात्रादिवोदकम् ॥

वशे कृत्वैंद्रियग्रामं संयम्य च मनस्तथा ।
सर्वान्संसाधयेदर्थां नाक्षिण्वन्योगतस्तनूम् ॥

ઇંદ્રિયોની વિષયોમાં આસક્તિ થવાથી મનુષ્ય દોષને પ્રાપ્ત થાય છે, એ વાત નિર્વિવાદ છે. તેમજ તેજ ઇંદ્રિયોને નિયમમાં રાખવાથી તે સિદ્ધિને મેળવે છે.

કોઈ પણ કાળે વિષયોના ઉપભોગથી કામની (વાસનાની) શાન્તિ (નિર્મૂલ ક્ષય) થતી નથી પરન્તુ જેમ ઘી પડવાથી અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ઉલટી ભોગો ભોગવવાથી કામની વૃદ્ધિ થતી જાય છે.

જે માણુસ સર્વ કામ્ય વિષયોને પ્રાપ્ત થાય અને જે મનુષ્ય કેવલ તેને (વૈરાગ્યબળથી) છોડી દે તે બન્નેમાં સર્વ કામોની (ઇચ્છિત વિષયોની) પ્રાપ્તિના કરતાં પણ તેનો પરિત્યાગ વિશેષ ફળ આપનાર છે.

ઇંદ્રિયો સ્વભાવે જ વિષય લંપટ હોવાથી જ્ઞાનવડે (વિષયોમાં ક્ષણુભંગુરતા આદિ દોષોના વિચારથી અને શરીરમાં માંસ રૂધિર આદિ તેના દોષના ચિંતનથી) જેવું તેને નિયમમાં રાખવાનું બને છે, તેવું નિરંતર તેની સેવા નહીં કરવાથી (વાસના છતાં વિષયોને સાવ છોડી દેવાથી) થતું નથી.

વેદ (વેદ શાસ્ત્ર આદિનું જ્ઞાન), ત્યાગ (સર્વને છોડી ચાલ્યા જવું તે), યજ્ઞો, નિયમો અને તપો એ સર્વ દુષ્ટભાવવાળા અથવા અનિયમિત ચિત્તવડે અસ્થિર સ્થિતિથાં રહેનાર (નિરંતર વિષયસેવાનું જ ચિંતન કરનાર) પુરૂષને કોઇ દિવસ સિદ્ધિ આપતા નથી.

સારૂં નરસું સાંભળવાથી, સારાં નરસાનો સ્પર્શ કરવાથી, સારૂં માઠું ખાવાથી, સારૂં નરસું જોવાથી અને શુભ અશુભ સુંઘવાથી જેને શોક હર્ષ ન થાય તે જીતેંદ્રિય સમજવો. (પોતાને જીતેંદ્રિય કહેવડાવ-ડાવવાને ઇચ્છા રાખનાર પુરૂષે કોઇપણ પ્રકારે ચિત્તમાં હર્ષ શોકનો અવકાશ ન આવવા દેવાનો અભ્યાસ પાડવો અને તેમ થયેથી જ તે જીતેંદ્રિય કહી શકાય.) ‡

સર્વ ઇંદ્રિયોમાંથી જો માત્ર એક જ ઇંદ્રિય પણ વિષયાસક્ત થઇ તો જેમ ચાંબડાની છિદ્રવાળી ખોખમાંથી પાણી સ્રવી જાય તેમ તેનાં પ્રજ્ઞા બુદ્ધિ, જ્ઞાન, ઘટવા માંડે છે.

માટે જ ઇંદ્રિયોને નિયમમાં રાખી મનનો પણ સંયમ કરી યુક્તિથી પોતાના દેહને નહી પીડતાં સર્વ અર્થોને સાધવા.

---

‡ ઇન્દ્રિયજયી કોને કહેવો તેના સંબંધમાં નીચે પ્રમાણે યોગભાષ્યમાં પણ વ્યાખ્યાન જોવામાં આવે છે.

शब्दादिष्वव्यसनमिंद्रियजयः इति केचित् शक्तिर्व्यसनं व्यस्यत्येनं श्रेयसः इति अविरुद्धप्रतिपत्तिर्न्याय्या, शब्दादिसंप्रयोगः स्वेच्छयेत्यन्ये सुखदुःखशून्यं शब्दादिज्ञानमिंद्रियजय इति केचित् चित्तैकाग्र्यादप्रतिपत्तिरेवेति जैगीषव्यः

(દ્વિતીયપાદ ચરમસૂત્ર.)

આ પ્રમાણે મનુએ શરૂઆતમાં જ (બ્રહ્મચર્ય આશ્રમના સમયમાં નિમાયેલા વિદ્યાભ્યાસના કાળમાંથી જ) નિયમિત રહેવાની ભલામણ કરી છે.

બ્રહ્મચર્યનો વિચાર આવશ્યક હોવાથી અહીં સંક્ષેપથી જણાવ્યો છે, તેનો વિસ્તાર કરતાં ઘણું લંબાણ થઈ જાય એમ ધારી હવે તેને આટલેથી જ બંધ કરીયે.

**૨. શારીરિક બળનું** બીજું સાધન યોગ્ય આહાર વિહાર છે. ઋતુ, દેશ, કાળ, પ્રકૃતિ આદિને અનુસરી યોગ્ય માત્રાથી (યોગ્ય પ્રમાણથી) આહાર કરવામાં આવે અને વિહાર પણ તેજ પ્રમાણે કરવામાં આવે, તો તે બહુ જ ઉપકારક છે. *ઘઉં, ચોખા, મગ, દૂધ, ઘી, સાકર, દ્રાખ, આંબળાં આદિ પદાર્થો જો યોગ્યતાથી સેવાય તો સામાન્ય રીતે સર્વના હિતરૂપ છે.

क्षीरं जीवनीयानाम् (જીવનીય વસ્તુઓમાં ક્ષીર સર્વોત્તમ છે) અને क्षीरघृताभ्यासो रसायनानाम् (રસાયનોમાં સર્વોત્તમ રસાયન ઘી દૂધનો અભ્યાસ છે, એમ કહી દૂધ ઘીનું ઉત્તમપણું ચરકાચાર્યે જણાવ્યું છે, તે જ પ્રમાણે ઉપર જણાવેલા બીજા પદાર્થો પણ વૈદકગ્રંથોમાં શ્રેષ્ઠરૂપે ગણાયા છે પરંતુ તેની માત્રા (પરિમાણ)નો વિચાર આવશ્યક છે.

એ વીશે અષ્ટાંગ હૃદયકાર (વાગ્ભટાચાર્ય) નીચે પ્રમાણે જણાવે છે:–

**मात्राशी सर्वकालं स्यान्मात्रा ह्यग्नेः प्रवर्तिका ।**
**मात्रां द्रव्याण्यपेक्षन्ते गुरूण्यपि लघून्यपि ॥**

---

* કેટલાક પદાર્થો પ્રકૃતિ પરત્વે ગુણદોષ કરે છે. જેમકે અડદ વાયુના ઉપર ગુણ કરે છે. ચણો કફના ઉપર ગુણકારક છે. ઈત્યાદિ.

હમ્મેશાં (સ્વસ્થ હોય કે રોગી હોય પણ તેણે) માત્રાશી થવું એટલે કે પ્રમાણુસર આહાર કરવો, કેમકે માત્રા જ * અગ્નિને (જઠરાગ્નિને) પોતાના કાર્યમાં પ્રવર્તાવનાર છે. ભારે અને હલકા સર્વ પદાર્થોમાં માત્રાની અપેક્ષા રહે છે.

માત્રાનું પરિણામ કેટલું ગણવું એવી શંકાના સમાધાનમાં તે કહે છે કે :--

गुरूणामर्धसौहित्यं लघूनां नातितृप्तता ।
मात्राप्रमाणं निर्दिष्टं सुखं यावद्विजीर्यते ॥

ભારે પદાર્થો તેની અર્ધી તૃપ્તિ થતાં સુધી ખાવા, અને હલકા પદાર્થોની પણ અતિ તૃપ્તિ ન કરવી (કિન્તુ તૃપ્તિ માત્ર કરવી) એજ માત્રાનું પ્રમાણ કહેલું છે. ટુંકામાં જેટલું સુખેથી પચી જાય તેટલું ખાવું એ માત્રાનું એક સ્વરૂપ છે.

બરાબર યોગ્ય માત્રાપર નહીં રહી શકાતાં જો થોડું વધુ જમાઇ જાય તો શું થાય તે વીશે તેમણે જ જણાવ્યું છે કે :--

भोजनं हीनमात्रं तु न बलौपचयौजसे ।
सर्वेषां वातरोगाणां हेतुतां च प्रपद्यते ।
अतिमात्रं पुनः सर्वानाशु दोषान्प्रकोपयेत् ॥

---

* અગ્નિનો વ્યાપાર બરાબર ચાલવો એજ શરીરની સ્થિતિમાં હેતુરૂપ છે.
अग्निमूलं बलं पुंसां बलमूलं च जीवितम् ॥ ઇત્યાદિ.
(પુરૂષોના બળનું મૂળ અગ્નિ છે અને જીવિતનું મૂળ બળ છે.)

જો સાવ થોડું જ જમાય તો બળનો, વૃદ્ધિનો અને ઓજનો લાભ થતો નથી. અને સર્વ વાતરોગોનું તે કારણ થઇ પડે છે. અને બહુજ વધારે જમાય તો તે સર્વ દોષોને કોપાવે છે. (જેથી અલસક, વિષૂચિકા આદિ ઘોર વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.)

વિશેષ જિજ્ઞાસા હોય તો જુઓ; સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં પણ તેવું જ કહ્યું છે કે:—

अप्राप्तकाले भुंजानः शरीरे ह्यलघौ नरः ।
तांस्तान्व्याधीनवाप्नोति मरणं वाधिगच्छति ॥

अतीतकाले भुंजानो वायुनोपहतेऽनले ।
कृच्छ्राद्विपच्यते भुक्तं द्वितीयं च न कांक्षति ॥

हीनमात्रमसन्तोषं करोति च बलक्षयम् ।
आलस्यगौरवाटोपसादांश्च कुरुतेऽधिकम् ॥

सौमनस्यं बलं पुष्टिमुत्साहं हर्षणं सुखम् ।
स्वादु संजनयत्यन्नमस्वादु च विपर्ययम् ॥

तस्मात्सुसंस्कृतं युक्त्या दोषैरेतैर्विवर्जितम् ।
यथोक्तगुणसंपन्नमुपसेवेत भोजनम् ॥ ઇત્યાદિ.

ભાવપ્રકાશ પૂર્વાર્ધ:—

अश्नीयात्तन्मना भूत्वा पूर्वं तु मधुरं रसम् ।
मध्येऽम्ललवणौ पश्चात्कटुतिक्तकषायकान् ॥ ઈત્યાદિ.

અતિ જમનારને જ વિષૂચિકા આદિ મહાવ્યાધિઓ થઈ આવે છે, એમ નિદાનકાર માધવાચાર્ય સૂચવે છેઃ—

**न तां परिमिताहारा लभन्ते विदितागमाः ॥ (माधवनिदान)**

પરિમિત આહાર કરનારા, શાસ્ત્રને જાણનારા વિવેકી પુરૂષો વિષૂચિકાને પ્રાપ્ત થતા નથી.

આમ કહી અધિક આહાર કરનારને જ તે વિષૂચિકા આદિ થાય છે એવો ભાવ તેણે સૂચવ્યો છે. ચરક સુશ્રુત આદિ પ્રાચીન શોધકો (વૈદ્યાચાર્યો) પણ તેજ પ્રમાણે જણાવી ગયા છે.

આજ આશયને મળતું ભગવાન્ મનુ પણ કહે છે કેઃ—

अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥

અતિ ભોજન આરોગ્યને અને આયુષ્યને અહિતરૂપ, સ્વર્ગમાં નહીં લઈ જનાર, અપુણ્યરૂપ અને લોકનિંદિત છે, માટે તેનો ત્યાગ કરવો.

કેટલું જમવું એ સંબંધે અષ્ટાંગ હૃદયમાં જણાવ્યું છે કેઃ—

**अन्नेन कुक्षेर्द्वावंशौ तोयेनैकं प्रपूरयेत् ।**
**आश्रयं पवनादीनां चतुर्थमवशेषयेत् ॥ ઈત્યાદિ.**

અન્નવડે ઉદરના બે ભાગ ભરવા અને એક ભાગ પાણીથી ભરવો અને બાકી રહેલો એક ચોથો ભાગ કે જે પવનઆદિના સંચાર માટે આશ્રયભૂત થાય તેને અવશેષ (ખાલી) રાખવો.

બીજે ઠેકાણે પણ જણાવ્યું છે કે:—

**हिताशी स्यान्मिताशी स्यात्कालभोजी जितेंद्रियः**

હિતકારક, થોડું, અને માત્રાથી હમ્મેશાં ભોજન કરવું.

યોગશાસ્ત્રવાળા પણ તેવા જ ભાવનો શ્લોક જણાવે છે કે:—

**द्वौ भागौ पूरयेदन्नैरेकं तोयेन पूरयेत् ।**
**वायोः संचरणार्थाय चतुर्थमवशेषयेत् ॥** ઇત્યાદિ.

" અહીં આપણે વૈદ્ય વિદ્યાનો વિષય ચર્ચવા બેઠા નથી અને તેના તરફ વધારે ઉતરતાં પ્રસંગાંતર થઇ જાય એમ ધારી આટલેથી જ એ વીશે અટકવું *પડે છે.

દેશ કાળ પરત્વે કયો યોગ્ય આહાર ગણાય એ વીશે વિચાર કરતાં સામાન્ય રીતે કહીશું તો જે દેશકાળ વાતભૂયિષ્ટ હોય તેમાં વાતહર આહાર, જે દેશકાળ પિત્તપ્રધાન હોય તેમાં પિત્તશામક આહાર, જે દેશકાળ કફભૂયિષ્ઠ હોય તેમાં કફ શામક આહાર વધારે ઇષ્ટ અને હિતકારક છે. અને તેજ પ્રમાણે પ્રકૃતિના સંબંધમાં પણ વાત પિત્ત અને કફનું બળ જોઇ તદનુકૂળ આહાર યોજવો જોઇએ.

વિહારમાં અર્થનો અને કર્મનો (શબ્દાદિક વિષયોનો તેમજ ક્રિયાનો) સમ્યક્ યોગ થાય તેમ વર્તવાથી પરિણામે હિત થાય છે. **सुखहेतुर्मतस्त्वेकः समयोगः सुदुर्लभः ।** ચરક. ઇંદ્રિયોના વિષયોનો

* આ બાબતમાં જેને વિશેષ જીજ્ઞાસા હોય તેણે ચિકિત્સા શાસ્ત્રની કોઈ પણ માન્ય ગ્રંથની દિનચર્યા, ઋતુચર્યા વાંચી જવી કે સાંભળી જવી.

(શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધનો) તથા શારીરિક, માનસિક તથા વાચિક કર્મનો હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ ન થવા દેતાં યોગ્ય યોગ થવા દેવો એ એક આરોગ્યકારક હોઇ શારીરિક માનસિક બળને વધારનાર છે. યોગ્ય કસરત થતી હોય અને મર્યાદામાં રહી અનિષિદ્ધ ઇંદ્રિયોના વિષયોનું સેવન થતું હોય તો તે કાંઇ વ્યવહાર માર્ગમાં પ્રતિષિદ્ધ નથી. પણ તેનો અતિયોગ, હીનયોગ કે મિથ્યાયોગ જ નિંદ્ય ગણાય છે. એ વાત ઉદયેચ્છુએ ખૂબ લક્ષ્યમાં રાખવી. હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ એ આદિ કાળનો પણ હીનયોગ મિથ્યાયોગ કે અતિયોગ ન થતાં સમ્યક્ યોગ થાય તો તે આરોગ્યના હેતુરૂપ હોઇ શારીરિક બળના કારણરૂપ થઇ પડે છે. પરંતુ એ ઇશ્વરાધીન વાત આપણને અધીન ન હોવાથી આપણે ત્યાં અટકવું પડે છે. તથાપિ તે ઋતુઓનો હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ થવામાં તત્તદ્દેશવાસી જનસમૂહનું દુષ્કર્મ જ હેતુરૂપ છે, એમ કેટલાંક આર્યશાસ્ત્રો જણાવે છે. માટે લોકો (રાજા, પ્રજા, અધિકારી વર્ગ આદિ સર્વજનો) જો ધર્મ તરફ દઢ લક્ષ્ય રાખનારા થાય એટલે કે પોતાની જે જે ફરજો છે, તે બરાબર બજાવે તેવા થાય તો ઘણે ભાગે એ પીડાપણ ઉદ્ભવે નહીં એમ ધારી શકાય છે.

**૩. શારીરિક બળનું ત્રીજું સાધન વ્યાયામ જણાય છે.**

**शरीरायासजनकं कर्म व्यायामसंज्ञितम् ॥**

શરીરને શ્રમ આપનાર કર્મ વ્યાયામ (કસરત) એવા નામથી કહેવાય છે. તેનું માત્રાથી (પ્રમાણથી—યથાશક્તિ) સેવન કરવું.

એ વ્યાયામથી શો ફાયદો થાય છે તેના સંબંધમાં વૈદકશાસ્ત્ર જણાવે છે કે:—

लाघवं कर्मसामर्थ्यं दीप्तोऽग्निर्मेदसः क्षयः ।
विभक्तघनगात्रत्वं व्यायामादुपजायते ॥

કસરત કરવાથી શરીર હલકું થઇ જાય, કામ કરવાની શક્તિ વધે, અગ્નિ પ્રદીપ્ત થાય, મેદનો (વધી ગયેલી ચરબીનો) ક્ષય થાય અને વિભાગવાળા ધાટા અવયવો થઈ જાય.

ભાવપ્રકાશ તો જણાવે છે કે:—

व्यायामदृढगात्राणां व्याधिर्नैवोपजायते ॥

વ્યાયામથી દૃઢ ગાત્રવાળા પુરૂષોને વ્યાધિ થતોજ નથી.

એટલો લાભ વ્યાયામથી થાય છે પરન્તુ તે યોગ્ય માત્રાથી હોવો જોઇએ. (નહીંતર ઉલટો હાનિકારક નીવડે છે.) સૃષ્ટિકર્તાએ આપણા શરીરની અને તેના અવયવોની એવી રચના બનાવી છે કે જો તેનો કાંઈ પણ ઉપયોગ ન બને તો પડી રહેલા લોઢાને જેમ કાટ ખાઈ જાય તેમ તેઓનો અનુપયોગ જ પોતાની મેળે તેઓની કુદરતી (દૈવી) શક્તિને ધીમે ધીમે ઘસાવી નાખે છે વળી શરીરને કશો પણ શ્રમ ન આપવામાં આવે તો ખાધેલું અનાજ પચતું નથી, અને તેનો રસ (રૂધિરરૂપે થઈ) નાડીઓમાં બરાબર ચડી શકતો નથી. જેથી છેવટ તે રોગોને ઉત્પન્ન કરે છે. દરેક વ્યાવહારિક પારમાર્થિક કાર્ય શરીરની શક્તિ પ્રમાણે કરવામાં આવે તેનો પણ (શરીરને એક જાતનો શ્રમ થવાથી) વ્યાયા-

મમાં સમાવેશ થઇ જાય છે. વ્યાયામને અભાવે શરીરમાં આલસ્ય કે જે અનેક અનર્થોના મૂળરૂપ છે અને અધમસ્થિતિના દ્વારરૂપ છે તે પોતાનો જમાવ કરવા માંડે છે.

આલસ્ય વીશે આદિ કવિ (વાલ્મીકી) શું કહે છે તે જુવોઃ—

आलस्यं यदि न भवेज्जगत्यनर्थं
को न स्याद्बहुधनको बहुश्रुतो वा ।
आलस्यादियमवनिः ससागरांता
संपूर्णा नरपशुभिश्च निर्धनैश्च ॥

જો આ જગતની અંદર આલસ્યરૂપ અનર્થ ન હોયતો (ઉદ્યોગબળથી) કોણ બહુ ધનવાળો અને બહુશ્રુત ન થાય; પરન્તુ માત્ર આલસ્યને લીધે જ ઠેઠ સાગરના અંતભાગ સહિત, (સમુદ્રપર્યંત) આ પૃથ્વી નરપશુઓથી (પશુ જેવા અજ્ઞાની નરોથી) અને નિર્ધનોથી ભરેલી છે.

કસરતથી શરીરમાં સ્ફુર્તિ આવતાં આલસ્ય આદિ દોષોને જામી જવાનો અવકાશ મળી શકતો નથી. કસરતના અનેક પ્રકારો છે. મુગ્દલ ફેરવવાં, દંડપીલવા, ઉઠબેસ કરવી, કુસ્તી (બાહુયુદ્ધ) કરવી, દોડવું, આસનો કરવાં, ફરવું એ આદિ સર્વ જુદા જુદા પ્રકારની કસરતો જ છે. ટુંકામાં શરીરના અવયવો, ધમનીઓ અને સ્નાયુઓ એ સર્વને યોગ્ય ગતિ મળે એવી દરેક ક્રિયા કસરતના નામથી ઓળખાય છે અને તે સહુએ પોતાની શક્તિ, પ્રકૃતિ, દેશ, કાળ, મનોબળ આદિને અનુસરી યોજી લેવી જોઇયે. અથવા કોઈ આપ્ત અનુભવીને પૂછી તે વીશે માહિતી મેળવવી જેથી તેને વિશેષ ઠીક પડતું થશે, તેમજ મનને પણ યોગ્ય હિત-

કારક કસરતમાં પલોટવું જોઇયે. સદ્વિચાર, સદ્વાસના, ધર્માચરણ, ઇશ્વરનિષ્ઠા, સત્ય, દયા, કૃતજ્ઞતા, ગુણાનુરાગ, વિવેક આદિ સદ્ગુણોમાં આરૂઢ થઈ રહેવું અને કર્તવ્યના ખરા માર્ગમાંથી એક તસુ પણ પાછું નહીં હઠવાનો દૃઢ સંકલ્પ રાખવો, એ આદિ માનસિક કસરતના પણ અનેક પ્રકારો છે. એ બધા ઉદયની ઇચ્છા રાખનારને અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે.

૪. **શારીરિક બળનું ચોથું સાધન નિશ્ચિંતપણું છે.** ચિંતા એ એક હૃદયને ફોલી ખાનાર અદૃશ્ય કીડા જેવી છે. જેનું દીલ ચિંતા વડે ઘેરાયેલું હોય તેને અનેક જાતનાં ખાનપાનો, વિષયસુખો અને મનોહર મોજશોખ, એમાંનું કશું પણ આનંદ ઉપજાવી શકતું નથી. ચિંતાથી શરીર ઘસાય છે. મગજ નબળું પડી જાય છે. હૃદયની મનોવાહિની નાડીમાં કાંઈ અદૃશ્ય અસર થઈ ફેરફાર થાય છે કે જેથી ચિત્તમાં બેચેની ઉત્પન્ન થાય છે. એવી રીતે ચિંતા શરીર અને મન એ બન્નેને હાનિ પહોંચાડનાર હોવાથી અભ્યુદયનો અવરોધ કરે છે. આ સંસારરૂપ વિકટ મહાસાગરના અનેક ખરાબાઓમાં (ખરાબ બારાઓમાં) અથડાતાં અને તેના ઉછલતા ભયંકર (વિવિધ સ્થિતિ સુખદુઃખ આદિરૂપ) મોજાંઓ નજરે પડતાં કયો વિચારશીલ વિવેકી નર સાવ નિશ્ચિંત રહી શકે? પરંતુ ઉદયેચ્છુ વિવેકીયે પોતાના મનોબલથી, સદ્વિદ્યાથી, સત્સંગતિથી, સદ્ગુણોના જોરથી, ઇશ્વર તરફના દૃઢ વિશ્વાસથી, તત્ત્વવિચારથી, વિવેક, ધૈર્ય પ્રારબ્ધ આદિના આશ્રયથી તથા ઇતિહાસોના અવલોકનથી પોતાને એ ચિંતારૂપી ક્રૂર રાક્ષસી ગળી ન જાય તેમ સાવચેતી રાખી આ સંસારયાત્રામાં પ્રવાસ કરવાનો છે.

કહ્યું છે કે:—

प्रज्ञया मानसं दुःखं हन्याच्छारीरमौषधैः ।
एतद्विज्ञानसामर्थ्यं न बालैः समतामीयात् ॥

બુદ્ધિબળથી માનસિક દુઃખની નિવૃત્તિ કરવી અને શારીરિક દુઃખની નિવૃત્તિ ઔષધોવડે કરવી એ જ વિજ્ઞાનનું સામર્થ્ય છે. બાકી કદિ પણ બાલકના જેવું મૂઢ બનવું નહીં.

વાગ્ભટ્ટ પણ કહે છે કે:—

धीधैर्यात्मादिविज्ञानं मनोदोषौषधं परम्

બુદ્ધિમાં ધૈર્ય રાખવું અને આત્મા આદિનું વિજ્ઞાન (અપરોક્ષ અનુભવ) એ મનના દોષોનું પરમ ઔષધ છે.

**૫. શારીરિક બળનું** પાંચમું સાધન યોગ્ય નિદ્રા છે. વગર ભીંતે જ અને વગર પીછીયે જ આ વિશ્વરૂપ વિચિત્ર ચિત્ર ચીતરનાર અનંત શક્તિમાન્ પરમેશ્વરરૂપ એક ચતુર ચિત્રકારે આપણા શરીરનો બાંધો એવા પ્રકારનો બનાવ્યો છે કે અમુક મુદતે અને અમુક પ્રકારના શ્રમને યોગે તેના અવયવો સ્નાયુઓ અને ધમનીઓ શ્રમિત થઈ પોતાનાં કાર્યમાં શિથિલ થઈ જાય અને તેને આરામ લેવાની જરૂર પડે. વળી એ જ જગત્કર્તાએ આપણા ચિત્તની પણ એવી રચના કરી છે કે નિરંતર સંકલ્પ વિકલ્પના ચકડોલપર ચડી રહેનારાં એ ચપલચિત્તને અમુક મુદતે તેમાંથી છુટા થઈ કાંઈ વિશ્રામ લેવાની અગત્ય પડે અને એ બન્ને પ્રકારના (શારીરિક માનસિક) શ્રમને નિવૃત્ત કરવાને માટે જ કેમ જાણે જગન્નિયંતાયે નિદ્રાનું નિર્માણ કર્યું હોય એમ ધારી શકાય છે. હવે એ નિદ્રાનો કેવો અને કેટલો

ઉપયોગ કરવો એ વીશે વિચાર કરતાં આપણાં આર્યશાસ્ત્રોમાં (સ્વસ્થવૃત્તના નિયમોમાં) નિદ્રા વીશે સામાન્ય રીતે નીચે પ્રમાણે એક સ્થલે જણાવ્યું છે.

**हित्वा प्राक्पश्चिमौ यामौ निशि स्वापो वरो मतः ॥**

પહેલો અને ચોથો પહોર છોડી બાકીના વચલા બે પહોર સુધી રાત્રિમાં સુઇ રહેવું એ વાત શ્રેષ્ઠ માનવામાં આવી છે.

આ વાક્યને અનુસરી સામાન્ય રીતે છ કલાક નિદ્રા કરવી એ ઉત્તમ છે પરંતુ આ કહેવું એક સાધારણ પ્રકારનું છે. જેઓને એથી વિશેષ નિદ્રાની જરૂર પડે એવો શરીરનો કે મગજનો બાંધો હોય તેવાઓને વધારે નિદ્રા કરવાને પણ કાંઇ હરકત નથી. પ્રકૃતિ પરત્વે છ-સાત-આઠ કે નવ કલાક સુધી નિદ્રા કરવાને પણ કશો બાધ જણાતો નથી. પરંતુ તેનો અતિયોગ ન થવો જોઇયે. તેમ જ હીનયોગ કે મિથ્યાયોગ પણ ન થવા દેવા લક્ષ્ય રાખવુ જોઇયે. મગજનું કામ કરનારા તથા નબળા શરીરના પુરૂષોને વધારે નિદ્રા લેવાની જરૂર પડે છે અને તે માટે તે નિષિદ્ધ પણ નથી.*

કહ્યું છે કેઃ--

**निद्रा तु सेविता काले धातुसाम्यमतंद्रिताम् ।**
**पुष्टिवर्णबलोत्साहं वह्निदीप्तिं करोति च ॥** (ભાવપ્રકાશ).

*व्यायामप्रमदाध्यवायनिरतान्क्रान्तानतीसारिण-
श्शूलश्वासवतस्तृषापरिगतान् हिक्कामरुत्पीडितान् ।
क्षीणान्क्षीणकफान्शिशून्मदहतान्वृद्धांस्तथा जीर्णिनो
रात्रौ जागरितान्नरान्निरशनान्कामं दिवा स्वापयेत् ॥

યોગ્ય સમયમાં સેવાયેલી નિદ્રા ધાતુની સમાનતાને કરે છે, તંદ્રાને દૂર કરે છે, પુષ્ટિ, વર્ણ, બળ, ઉત્સાહ અને અગ્નિબળને વધારે છે.

બીજી ઋતુઓમાં નિદ્રાનો નિષેધ કરી ગ્રીષ્મકાળના લાંબા દિવસોમાં રાત્રિ ટુંકી હોવાથી જેને દિવસે સુવાની જરૂર પડે તેને દિવસે સુવા માટે આર્ય વૈદ્યશાસ્ત્ર અનુજ્ઞા આપે છે.

ભાવપ્રકાશમાં જણાવ્યું છે કે :—

**दिवा स्वापं न कुर्वीत यतोऽसौस्यात्कफावहः ।**
**ग्रीष्मवर्जेषु कालेषु दिवास्वापो निषिध्यते ॥**

દિવસે શયન કરવું નહીં કેમકે તે કફ વધારનાર છે. એક ગ્રીષ્મઋતુને છોડી દઈ બીજા સમયમાં (ઋતુઓમાં) દિવસે સુવાનો નિષેધ કરવામાં આવે છે.

કેટલીએક અનિષ્ટ રૂઢીઓનો અનાદર કરવો, એ પણ એક શારીરિક બળ વધારવાનું છઠ્ઠું સાધન છે. આપણા દેશમાં અનેક અનિષ્ટ રૂઢીઓ જોવામાં આવે છે. જે રૂઢીનું પરિણામ ખરાબ ઉતરે અને ખરા વિદ્વાનોયે જે અસ્વીકૃત હોય તે અનિષ્ટ કહેવાય છે. આપણા આર્યોમાં કેટલુંક નકામું (નિરૂપયોગી) ખર્ચ કરવાનો જે રીવાજ છે, તે પણ શારીરિક બળની હાનિમાં પરિણામે હેતુભૂત થઇ પડે છે. જે દ્રવ્ય આપણી પોતાની, આપણા વંશજોની, આપણી જાતિની અને આપણા દેશની શારીરિક માનસિક ઉન્નતિ વધારવાના ઉપાયોમાં વાપરવું જોઇયે, તેનો નકામો (અઘટિત) ઉપયોગ થઇ જાય એ ખરેખાર શોચનીય છે. આપણા આર્ય શાસ્ત્રકારોયે ધનનો ઉપયોગ એ પ્રકારે જણાવ્યો છે. મહા-

ભારતના કર્તા મહાત્મા શ્રીવેદ વ્યાસજી જણાવે છે કે **दत्तभुक्तफलं धनम्** (ધનનું ફળ એ જ છે કે યોગ્યપાત્રમાં તે આપવું અને આપણે પોતે તેનો શુભ ઉપભોગ કરવો) એક બીજું પણ એવા જ મતલબનું પદ્ય છે કે:—

**यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने ।**
**तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥**

જે કાંઇ તું દિવસો દિવસ સત્પાત્રને દાન કરે છે અને પોતાના ઉપભોગમાં લે છે તે જ ખરેખરૂં તારૂં ધન છે, એમ હું માનું છું બાકીનું તો તું કોકને માટે જ માત્ર સાચવે છે.

વળી બીજે સ્થળે પણ જણાવ્યું છે કે:—

**यो न ददाति न भुंक्ते सति विभवे नैव तस्य तद्द्रव्यम् ।**
**तृणमयकृत्रिमपुरुषो रक्षति सस्यं परस्यार्थे ॥**

જે મનુષ્ય વૈભવ છતાં કોઇને દાન પણ નથી દેતો અને પોતે પણ નથી ભોગવતો તેનું તે દ્રવ્ય જ નથી; તે તો માત્ર જેમ ઘાસનો બનાવેલો કૃત્રિમ પુરૂષ (ખેતરમાં) કોકના માટે ધાન્યની રક્ષા કરે તેમ પરને અર્થે જ દ્રવ્યની રક્ષા કરે છે.

બીજો પણ તેવા જ ભાવનો એક શ્લોક નીચે પ્રમાણે છે.

**दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥**

દાન, ભોગ અને નાશ એવી ત્રણ પ્રકારની દ્રવ્યની ગતિ છે. તેમાંથી જે દાન અને ભોગ નથી કરતા તેની ત્રીજી ગતિ એટલે છેવટ નાશ થાય છે.

પોતાનું સ્વામિત્વ છોડી દઈ કોઇ પણ યોગ્ય પાત્રને દરેક વસ્તુ શાસ્ત્રોક્ત વિધિથી આપી દેવી તે દાન કહેવાય છે. શાસ્ત્રમાં તેનું લક્ષણ પણ તેવા જ પ્રકારનું જણાવ્યું છે. (स्वस्वत्वनिवृत्तिपूर्वकपरस्वत्वापादानं दानं).

દાન, એ એક એવો તો પ્રશસ્ય ગુણ છે કે જેને લીધેજ કર્ણ, વિક્રમ, ભોજ, બડાહ, આદિ દાનવીરો કે જેઓનાં અન્નમય શરીરો હજારો વર્ષો પહેલાં લુપ્ત થઇ ગયેલાં છે, તેઓનાં નામો આજે આપણા શ્રવણ ગોચર થાય છે. સર્વને પોતાના વિશાળ વદનાવકાશમાં ગળી જનાર બલવત્તર કાળ પણ એવા જ સત્પુરૂષોના નામોને ગળી જવામાં કેમ જાણે જરા પાછું પગલું ભરતો હોય તેવું આપણે જોઇયે છીયે.

ધનદાન, અન્નદાન, વિદ્યાદાન, કન્યાદાન, અભયદાન, ઈત્યાદિ અનેક પ્રકારનાં દાનો છે. અને તે સહુયે પોતાની શક્તિ પ્રમાણે કરવાથી આ લોક અને પરલોક એ બન્નેમાં ઉપકારક થાય છે, પરંતુ તેનો વિનિયોગ સત્પાત્રમાં થવો જોઇયે. જો તેમ ન બને તો ઉલટો તે હાનિકારક નીવડે છે.

સત્પાત્ર કોને કહેવો એ વીશે મહાશય યાજ્ઞવલ્કય મુનિ નીચે પ્રમાણે કહે છે:—

न विद्यया केवलया तपसा वापि पात्रता ।
यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥

કેવલ વિદ્યાવડે કે કેવલ તપવડે પાત્રતા કહેવાતી નથી પરંતુ જેમાં એ બન્ને સાથે રહેલાં હોય અને તદનુસાર સદ્વર્તન પણ હોય તે પાત્ર કહેવાય છે.

गोभूतिलहिरण्यादि पात्रे दातव्यमर्चितम् ।
नाऽपात्रे विदुषा किंचिदात्मनः श्रेय इच्छता ॥

ગાય, પૃથ્વી, તલ, હિરણ્ય આદિ દાન સત્કારપૂર્વક પાત્રને આપવું પરંતુ પોતાનું શ્રેય ઇચ્છનાર વિદ્વાન પુરૂષે અપાત્રમાં કશું પણ નાખવું નહીં.

મહા માનનીય મનુ મહારાજા પણ જણાવે છે કે :—

विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ।
निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ॥

વિદ્યા અને તપ એ બન્નેવડે સમૃદ્ધિવાળા એવા બ્રાહ્મણોના મુખરૂપ અગ્નિમાં જે હોમવામાં આવે તે મ્હોટા કષ્ટમાંથી અને મ્હોટા પાપમાંથી તારનાર થઇ પડે છે.

આવી રીતે સત્પાત્રને કાંઈ આપવાથી ઐહિક પારલૌકિક કલ્યાણનો લાભ થાય છે, તે વીશે અનેક સ્થલે જોવામાં આવે છે. અને અનુભવ દૃષ્ટિથી જોઇયે તો તે પણ આ વાતની પુષ્ટિ કરે છે. પણ જો અપાત્રમાં દ્રવ્યાદિકનો વિનિયોગ કરવામાં આવે તો તે સર્વથા પરિણામે હાનિકારક નીવડે છે. જુઓ એ વીશે મનુ શું કહે છે:—

पाखंडिनो विकर्मस्थान् *बैडालव्रतिकान् शठान् ।
हैतुकान् बकवृत्तींश्च वाङ्मात्रेणाऽपि नार्चयेत् ॥

मनु. अ. ४ श्लो. १९२

( આ રીતે શારીરિક બળ, માનસિક બળ, ગુણવત્તા અને વિદ્વત્તા ચારેયને સંપૂર્ણ રુપમાં મેળવવાનાં સાધનો આપણાં પ્રાચીન શાસ્ત્રોનાં

* धर्मध्वजी सदालुब्धश्छाद्मिको लोकदंभकः ।
बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥
अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।
शठो मिथ्याविनीतश्च बकव्रतधरो नरः ॥ मनुः

મંથનદ્વારા સવિસ્તર વર્ણવવાનો સદ્ગત મૂળશંકરભાઇનો વિચાર હતો. વારંવાર આ નિબંધ પૂરો કરવા પ્રયાસ કરેલો અને વારંવાર એની શુદ્ધ નકલ કરાવવા પ્રયાસ કરેલો પણ એ નિબંધ પૂરો ન જ થયો. શારીરિક બળનાં છ સાધનો ઉપર વર્ણવ્યાં છે એથી આગળ શારીરિક બળનાં અન્ય સાધનો તથા માનસિક બળનાં સાધનો વિષે એમના પોતાના હસ્તાક્ષરે લખેલાં પાનાં મળ્યાં છે પણ એની છેવટની ગોઠવણ એમને હાથે થયેલી ન હોવાથી વધારે છાપેલ નથી. ઉપલો ભાગ જોવાથી એમની વિચારસરણિ સમજાશે. દુર્ગાશંકર. )

# જીવન ઉપદેશ.

## હરિગીત છંદ.

સંસાર સઘળો સ્વાર્થમય છે સાર તેમાં છે નહીં
જંજાળની આ જાળમાં તું શું ફસાય અહીં તહીં ॥
આ ઠાઠ સઘળો સ્વપ્ન તુલ્ય જતો રહે ક્ષણવારમાં
શું કાળ ગાળે છે વૃથા તું આમ તેમ વિચારમાં. ॥ ૧ ॥
વૈરાગ્ય શાંતિ વિવેક શમ દમ મિત્ર તારા છે ખરા
આશા વડે તું ઇતરની સંસારમાં કાં છેતરા ॥
આપત્તિના આખર સમયમાં કોણ કોનું થાય છે
આંખો ઊઘાડી દેખ તું આયુષ્ય તારૂં જાય છે. ॥ ૨ ॥
તું છો મુસાફર એકલો ને રાત છે આ મેઘલી
ચોરોતણો ભય છે ઘણો વરૂ વાઘ આદિક છે વળી ॥

ગાડું કદી ખૂંચી જશે તો શું થશે તારૂં અહીં
ઉતાવળો થઇ પંથકર તું નામ ઇશ્વરનું લહી. ॥ ૩ ॥
પ્રારબ્ધ ને પુરૂષાર્થની સંસ્થા બધી અવિતર્ક્ય છે
માયાતણી ઘટના વિચિત્ર અચિંત્ય તેમ અતર્ક્ય છે ॥
એવા વિવાદોમાં વૃથા શું કાળ સર્વ ગુમાવવો
આવો અમુલ્ય મનુષ્ય દેહ ફરિ ફરિ નથી આવવો. ॥ ૪ ॥
સંસાર સાગર છે વિકટ તેમાં ખરાબા છે ઘણા
જળજંતુઓ વિકરાળ છે તોફાનમાં પણ નહિ મણા ॥
સાવધ થઇ તું નાવ તારૂં તે વિશે ઝોકાવજે
હાંસી ન તારી થાય તેવા માર્ગપર તું આવજે. ॥ ૫ ॥
ઘટીયંત્ર જેવો દેહ છે તેવું જ નશ્વર છે બધું
ક્ષણ પણ ગયેલો નવ મળે એ વિષયમાં કહું શું વધુ ॥
સંસાર નાટકમાં મળેલો વેષ તું દીપાવજે
બનતાં સુધી દ્રષ્ટાતણા સંતોષને ઉપજાવજે. ॥ ૬ ॥
તું કોણ ને શો ધર્મ તારો લક્ષ્યમાં તે રાખજે
સુખ દુઃખ હર્ષ વિષાદના બહુ વેગને તું દાબજે ॥
સન્માર્ગમાં દ્રઢતાવડે પગને બરાબર મૂકજે
જોજે સમાહિત ચિત્તથી રહિ જાય તેમાં ચૂક જે. ॥ ૭ ॥
ગોથાં ઘણાં ગજ રાજ પણ બહુ ખાય ને અકળાય જ્યાં
ગાડરતણું તો શું ગજું કે તાગ લાવી જાય ત્યાં ॥
મોટા ધુરંધર પણ નરો થાકી ગયા જે વાતમાં
તે વાત આવે હાથમાં શું મૂઢ નરપશુ જાતમાં. ॥ ૮ ॥

સન્માર્ગ, સદ્‌ગુણ, સદ્વિચાર, સુશીલતા, સત્સંગતિ,
યમ નિયમ ને એકાગ્રતા એ ઉચ્ચ આપે છે ગતિ ॥
આ વાત સંશય રહિત સાચી સર્વ માન્ય ગણાય છે
માટે સદા તે સેવનારો વિશ્વમાં વખણાય છે. ॥ ૯ ॥
સન્માર્ગને વળગી રહી શુભ હૃદય બળને મેળવી
મન શાંત રાખી સ્વસ્થતાથી બુદ્ધિને પણ કેળવી ॥
સઘળી પ્રવૃત્તિ થાય તો તેથી તને બહુ સુખ થશે
ચિંતા, વિચાર, વિષાદ, તારાં દૂરથી ભાગી જશે. ॥ ૧૦ ॥
નળ, રામચંદ્ર, યુધિષ્ઠિરાદિક માન્યવર્ય મહાશયો
સંતાપ પામ્યા છે ઘણો કયાં અન્યનો ધોખો રહ્યો ॥
ભવિતવ્યતાને કાળબળ જે ખેલ મૂકે તુજ કને
દ્રષ્ટા બની તે નાટ્યનો તું જો સુખેથી દઢ મને. ॥ ૧૧ ॥
કરવું ઉચિત જે હોય તે કર ધર્મ પોતાનો ગણી
ફળ લાભમાં નિસ્પૃહ બની રાખી હૃદય ઇશ્વર ભણી ॥
ઇન્દ્રિય અને મનને નિયમમાં રાખજે દ્રષ્ટા રહી
તો તુજતણું ભવમાં ભટકવું સર્વથા રહેશે નહીં ॥ ૧૨ ॥
છેલ્લી કહું છું વાત આ તે રાખજે તું કાનમાં
સંસારનું કર્તવ્ય પણ સમજી જજે વળી સાનમાં ॥
સદ્ધર્મ પાળી પ્રેમથી ઇશ્વર પરાયણ થઈ સદા
દૈવી ગુણો તું રાખ તો જાતી રહે તુજ આપદા ॥ ૧૩ ॥
મૃગજળ સમાન બધું મૃષા તેથી તૃષા તો નવ મટે
બહુ દોડતાં મૃગની પઠે ઉપહાસ થઈ શોભા ઘટે ॥

સોંપી સુકાનીને સુકાન, તજી વૃથા ચિંતા બધી
તર, તું સુખેથી, ધૈર્યથી, સંસારરૂપ મહોદધી ॥ ૧૪ ॥

જૂનાગઢ સં. ૧૯૬૨
મહાશિવરાત્રી. શા. મૂ. દ.

## प्रास्ताविक श्लोकः

अल्पायुषोऽल्पमतयोऽल्पबला दरिद्रा, निद्रालवो निखिलभूतल भारभूताः ॥ लोका भवंति निखिलाः खलु धर्मनाशात तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ १ ॥

दूरीकरोति दुरितानि शुभं विधत्त बुद्धिं विशोधयति यच्छति वांछितं च ॥ धर्मः प्रकाशयति तत्त्वमपि क्रमेण तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ २ ॥

क्षुद्राशयानुदरपूरणमात्रकामान् दुर्वासनासु विषयेषु च दत्तवित्तान् ॥ कस्तारयिष्यति नरानिह धर्महीनान् तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ ३ ॥

दीर्घायुषो दृढमहामतयो महान्तः पूर्वं बभूवुरिह धर्मवशान्मनुष्याः॥ नीसाररूपमधुना तु विभाति किंचित् तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ ४ ॥

मन्वादयो हि मुनयः शुभसाधनेपु सर्वेषु मुख्यमिह धर्मपदार्थमाहुः॥ नोचेत्स एव यदि तर्हि शुभं कुतः स्यात् तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ ५ ॥

धर्मोद्धिना मलिनतामुपयाति चित्तं नाऽऽविर्भवंति खलु तत्र च सद्विचाराः ॥ किं सद्विचारविरहे सुखमस्ति लोके, तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ ६ ॥

यावन्न वृद्धिमुपयास्यति शुद्धधर्मस्तावद्भविष्यति कुतोऽभ्युदयः पृथिव्याः ॥ त्वं सर्वशक्तिरसि सर्वनियामकोऽसि तस्माद्विधेहि भगवन्भूवि धर्मवृद्धिम् ॥ ७ ॥ शा. मू. द.

---

## રા. રા. વૈદ્યશાસ્ત્રી ગોપાળજી દયારામ વિષે ટુંકી નોંધ.

રા. રા. ગોપાલજીભાઇનો જન્મ વિ. સં. ૧૯૧૨, પોષ શુદિ ૪ માં થયો હતો. ૧૯૨૮ માં રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી સાથે તે વખતના ધ્રોળના ઠાકોરસાહેબ પાસે તેઓ ૭ મહિના રહ્યા હતા. પછી ૧૯૩૦ થી ૩૬ સુધી જેતપુર સરકારી પાઠશાળામાં શાસ્ત્રી તરીકે રહ્યા. તેમાં ત્રણ માસ હાલના મુળુવાળાના વિદ્યાગુરૂ તરીકે પીઠડીયે રહ્યા. ૧૯૩૭-૩૮ માં રાજકોટ ("સદર) દવાશાળામાં વૈદ્ય તરીકે રહ્યા અને ૧૯૩૯,૪૦ માં ઝંડુ ભટ્ટજી પાસે જામનગરની રસશાળાની દુકાનમાં વૈદ્ય તરીકે કામ કર્યું તે પછી હાલના માળીઆના ઠાકોર સાહેબ રાયસિંહજી પાસે આશરે ૧૫ વર્ષ રહ્યા. (જે જગ્યાએ એમની પહેલાં સર પ્રભાશંકર પટ્ટણી હતા.) ૧૯૫૬ માં જેતપુર દરબાર શ્રી મુળુવાળા પાસે પીઠડીયે રહ્યા અને હજી ત્યાં જ છે.

---

# પરિશિષ્ટ.

ઉપોદ્‌ઘાતનો પ્રશ્નોરા જ્ઞાતિના ઇતિહાસને લગતો ભાગ છપાઇ ગયા પછી કેટલીક નવી વાત જાણવામાં આવી તે અહિં નોંધી છે.

રા. રા. માનશંકર પીતાંબરદાસ મ્હેતા (ભાવનગર) એ **નાગરોત્પત્તિ** નામનું પોતાની વર્ષોની શોધખોળના પરિણામ રૂપ એક પુસ્તક છપાવ્યું છે. તેમાં એમણે સ્કંદ પુરાણાન્તર્ગત નાગર ખંડની વાતોનો પ્રાચીન લેખો અને સિક્કાઓમાંથી મળતી પ્રાચીન ઐતિહાસિક માહીતિ સાથે તાણી તોડીને પણ મેળ કરવાનો પ્રયાસ કર્યો છે. એમના મતે નાગરખંડના વિષયો નારદ પુરાણની અનુક્રમણિકામાં જોવામાં આવે છે અને નારદ પુરાણની અનુક્રમણિકા મોડામાં મોડી પુરાણોનો સારોદ્ધાર થયો ત્યારે સ્કંદગુપ્તના સમયમાં રચાઈ હોવી જોઇએ; માટે નાગરખંડની રચના મોડામાં મોડી ઇ. સ પાંચમા શતકના આરંભમાં થઈ હોવી જોઇએ. આ અનુમાનનો પાયો જોઇએ તેવો સબળ નથી. બધાં પુરાણો ઇ. સ. પાંચમા શતક જેટલાં જૂનાં નથી એમ બીજા પુરાવાઓથી સાબીત થાય છે. વળી સ્કંદપુરાણમાં તો અનેક ખંડો અને માહાત્મ્યો કાળે કાળે ઉમેરાતાં ગયાં છે. અર્થાત્ નાગરખંડમાં જેટલું લખેલું છે તેટલું ઇ. સ. પાંચમા શતક જેટલું જૂનું માનવું એ અનુચિત છે.

વડનગરમાં હાટકેશ્વરની સ્થાપના ઇ. સ ત્રીજા સૈકામાં થઈ. વડનગરનું આનન્દપુર નામ ઇ. સ. બીજા સૈકાના અન્તમાં પડ્યું. નાગરખંડોક્ત આનર્ત દેશ (ચમત્કારપુર) ના રાજાઓ અને ગુજરાતના

ક્ષત્રપ રાજાઓ એક જ હતા. ઈ. સ. ૩૪૮ માં આનન્દપુરનું નગર નામ પડ્યું અને ત્યાંના બ્રાહ્મણોએ ઇતર બ્રાહ્મણોનો સંસર્ગ તજી દઇ નાગર સંજ્ઞા ધારણ કરી વગેરે નાગરોત્પત્તિમાં બાંધેલા નિર્ણયો વધારે ચોક્કસ પ્રમાણની અપેક્ષા રાખે છે.

અહિચ્છત્ર પ્રશ્નોરા અને નાગરને શો સંબંધ છે એ દર્શાવનાર એક કથા નાગરખંડમાંથી નાગરોત્પત્તિમાં ઉતારી છે તે પ્રશ્નોરા જ્ઞાતિના ઇતિહાસમાં ઉપકારક હોવાથી નીચે નોંધી છે.

નાગરખંડ (અ. ૧૦૭) માં કથા છે કેઃ-“ હાટકેશ્વર ક્ષેત્રના ચમત્કારપુર (તેજ વડનગર હોવું જોઇએ) માં વત્સ ગોત્રના બ્રાહ્મણ ચિત્રશર્માએ શંકર ઉપર તપ કરી, વરદાન મેળવી હાટકેશ્વરના લિંગની ચમત્કારપુરમાં સ્થાપના કરી; તથા ત્યાંના બ્રાહ્મણોમાં અગ્રપદ મેળવ્યું.” હાટકેશ્વર ક્ષેત્રનું આ ચમત્કારપુર વડનગરજ હોય તો આ ચિત્રશર્મા નાગર હોવો જોઇએ, પણ વડનગરા નાગરોમાં વત્સગોત્ર જ નથી. જ્યારે પ્રશ્નોરામાં વત્સગોત્ર જ મોટું છે. માટે આ નાગરખંડના ચિત્રશર્માને અહિચ્છત્ર (પ્રશ્નોરાનો મૂળ પુરૂષ) માનવો જોઇએ, અને તેઓ (અહિચ્છત્ર બ્રાહ્મણો) પાશુપત શૈવધર્મના તીર્થસ્થાન રૂપ અહિચ્છત્રથી આવીને વડનગરમાં હાટકેશ્વર પૂજાનો પ્રચાર કરી ધર્મપ્રચાર દ્વારા માન્યતા મેળવી ત્યાંના બ્રાહ્મણોમાં ભળી ગયા. આ રીતે અહિચ્છત્ર બ્રાહ્મણો નાગર થયા હોવાનો સંભવ છે.

આ હાટકેશ્વરપૂજક નાગરોના છ ભેદ કયારે થયા? એ વિષે ઉપોદ્ઘાતમાં વાંધેલા વીશળદેવે વિશળનગર વસાવી દાનમાં આપ્યું ત્યારથી એમ લખ્યું છે, પણ રા. રા. માનશંકર પીતાંબરદાસ મ્હેતાએ

નાગરોત્પત્તિમાં કાઠીઆવાડ ગેઝીટીઅર ( પા. ૧૪૪ ) ને અનુસરી ઇ. સ. ૧૦૪૩ માં અજમેરના ચુહાણુરાજા વિશળદેવે વિશળનગર વસાવી વડનગરના નાગર બ્રાહ્મણોને દાનમાં આપ્યું અને ત્યારથી વિશળનગરા વગેરે ભેદો થયા એમ નિર્ણય કર્યો છે. અજમેરના ચુહાણો લગભગ સાતમા શતકમાં જાંગલ દેશની રાજધાનીરૂપ અહિચ્છત્રથી સાંભર આવ્યા એમ પૃથ્વીરાજ વિજયને આધારે હિન્દી વિદ્વાનો માને છે. અહિચ્છત્રથી જ આવેલા બ્રાહ્મણોને અહિછત્રથી જ આવેલ ચુહાણુરાજા દાન આપે એ સંભવિત છે. પણ **અહિચ્છત્રપુર** નામનાં જૂના વખતમાં અનેક શહેરો હતાં. ઉત્તર પાંચાલની રાજધાનીરૂપ અહિચ્છત્ર વિષે પા. ૬–૭ માં સવિસ્તર નોંધ કરી છે. બીજું અહિચ્છત્ર જાંગલ દેશની રાજધાની હતું; આ હાલનું જોધપુર રાજ્યમાં આવેલ નાગોર હોવું જોઇએ. જૈન લેખકો આ અહિચ્છત્રની નોંધ કરે છે. ત્રીજું અહિચ્છત્રપુર સિન્ધુ દેશમાં હોવાનું ભૈરણમાત્તના શિલાલેખથી જણાય છે. આ ઉપરાંત બીજાં પણ અહિચ્છત્ર નામનાં શહેરો જૂના વખતમાં હોય એમ જણાય છે.

( જુઓ નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૨ અંક ૩ પા. ૩૨૮ )

પ્રશ્નોરાઓ કયા અહિચ્છત્રથી આવ્યા છે? એ પ્રશ્નનો ઉત્તર કઠિન છે.

આ રીતે અહિચ્છત્ર ( ત્રણ ચારમાંથી એક ) થી આવેલા, જાતે હાટકેશ્વરને પૂજતા અને વડનગરના નાગરોમાં ભળી ગયેલા પ્રશ્નોરા બ્રાહ્મણો નાગરોના ૭ ભેદ પડયા પછી લગ્ન વ્યવહાર અને ભોજન વ્યવહાર છૂટી જતાં નાગરોથી જુદા પડયા. નાગરોનો બીજા બ્રાહ્મણો

સાથેનો લગ્નવ્યવહાર ભર્તૃયજ્ઞે બંધ કર્યો એમ નાગરખંડ કહે છે. (અ. ૨૦૦) આ લગ્નપ્રતિબંધ કયારે થયો અને અહિચ્છત્ર નાગરનો જથ્થો કયારે જુદો પડયો એ ચોક્કસ કહેવાતું નથી, પણ એ વાતને ૬૦૦–૭૦૦ વર્ષો થયાં હોવાનો સંભવ છે. ભોળાદના વત્સગોત્રના એક આંબામાં લગભગ ૩૦ પેઢીની નોંધ છે. અર્થાત્ એ આંબો ૬૦૦ વર્ષથી વધારે જૂનો છે.

પાટણ મુસલમાનોને હાથે પડ્યા પછી ત્યાંના રાજાઓના આશ્રિત બ્રાહ્મણોએ ગુજરાત કાઠીઆવાડના ન્હાના ન્હાના ઠાકોરોનો આશ્રય શોધ્યો. વડનગરના અહિચ્છત્ર નાગરો છેલ્લા વાઘેલા રાજાઓના ફટાયા સાણંદના વાઘેલાઓના આશ્રય નીચે લીંબાસી, કોઠ, ભોળાદ, પચેગામ એમ ફેલાયા. કેટલાક પ્રશ્નોરાઓ એથી આગળ વધી હાલાર સોરઠનાં નગર, જૂનાગઢ, પોરબંદર, મોરબી, ગારીઆધાર, કુંડલા વગેરે ગામોમાં ફેલાયા. સાધારણ રીતે પહેલાં ન્હાનાં ગામડાંઓમાં કણબીઓના આશ્રયથી સંતોષથી રહેતા પ્રશ્નોરાઓ ધીમે ધીમે રાજાઓ કે હવેલીના મહારાજોનો આશ્રય સ્વીકારી શહેરોમાં રહેવા લાગ્યા.

## જામનગરમાં પ્રશ્નોરા.

જામનગરમાં સૌથી પહેલાં ધૃતકૌશિક ગોત્રના વિશ્વેશ્વર ભટ્ટ આવ્યા જણાય છે. હાલારના બધા ધૃતકૌશિક ગોત્રીઓ આ વિશ્વેશ્વરભટ્ટના વંશજો છે, અને ગુજરાતમાં એ ગોત્ર બીલકુલ નથી એ ઉપરથી તો એવો અર્થ નીકળે કે ધૃતકૌશિક ગોત્રનું એક અહિચ્છત્ર નાગર કુટુમ્બ વડનગરથી કે બીજેથી પરબારૂં હાલારમાં આવ્યું; અને તે પહેલાં બીજા નાગર બ્રાહ્મણોના જથ્થામાં રહેલું આ કુટુમ્બ એ વખતથી અહિચ્છત્ર નાગરમાં

ભળ્યું. અર્થાત્ ૪૦૦–૫૦૦ વર્ષ ઉપર આ ગોત્રના મૂળ પુરૂષનો બીજા નાગરો સાથે સંબંધ છુટી ગયો અને કેવળ પ્રશ્નોરા સાથે રહ્યો. ગમે તેમ હો પણ વિ. સં. ૧૫૯૬ માં જામનગરની સ્થાપના થઈ તે વખતે આ વિશ્વેશ્વર ભટ્ટ જામનગર આવ્યા જણાય છે. (શરૂઆતમાં હાલારમાં બીજા કોઇક જ પ્રશ્નોરા હોવાથી એમને સંબંધ ગુજરાત સાથે જ રાખવો પડયો હશે. ધીમે ધીમે આ તરફ વસ્તી વધી હાલારી પ્રશ્નોરા થયા.) વિશ્વેશ્વરના પૌત્ર મૂળજીભટ્ટ સારા વિદ્વાન તથા પ્રખ્યાત થયા, એણે બીજા પ્રશ્નોરાઓને ઘણી રીતે મદદ કરી હશે જે ઉપરથી મૂળાણી પટેલ કહેવાયા તથા લાણુના ખરડામાં એનું નામ પહેલું લખવાનો રીવાજ દાખલ થયો.

મૂળજી ભટ્ટના પુત્ર દેવજીભટ્ટે જામનગરમાં વિ. સ. ૧૭૦૪ માં લોલિમ્બ રાજની એક પ્રત તથા એના પૌત્ર ભવાનીદાસે ૧૭૩૫ માં એક બીજા ગ્રન્થની પ્રત ઉતારી છે. એટલે દેવજીભટ્ટનો જન્મ મોડામાં મોડો ૧૬૭ -૭૫ ની આસપાસ થયો હોવો જોઇએ. જામનગરમાં સંવત્ ૧૬૨૯ માં કોઈ ખોખા ભટ્ટ પ્રશ્નોરા રહેતા હોવાનું તથા ૧૭૦૦ થી ૧૭૫૦ ની આસપાસ, મૂળજી ભટ્ટનાં સંતાનો ઉપરાંત કલ્યાણભટ્ટ તથા એના પુત્ર ગંગાધર, સંઘજી વાસુદેવ, લક્ષ્મીદાસ શ્રીપતિ, વીરજી-શંકરજી તથા એના પુત્ર વિશ્રામ (જે ગોવર્ધન ભટ્ટના શિષ્ય હતા), જયકૃષ્ણ જશવંત વગેરે પ્રશ્નોરાઓ રહેતા હોવાનું, સદ્દગત શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર તથા ઝીણા પીતાંબરના ઘરના હસ્તલિખિત ગ્રન્થોની પુષ્પિકાઓ ઉપરથી જણાય છે. આ અરસામાં જ ભારદ્વાજ ગોત્રી જયદેવ (ઘણું કરી મૂળજી ભટ્ટના દૌહિત્ર–જન્મ સંવત્ ૧૬૮૫ થી ૯૫

ની અંદર ), એના પુત્રો મુકુન્દજી તથા કાશી અને પૌત્ર ગોવર્ધન ભટ્ટ (જેણે ૧૬૬૯માં એક ગ્રન્થ ઉતાર્યો છે. ઝંડુભટ્ટજીનાં ચરિત્રમાં જયદેવના પુત્ર કાશી, તેના મુકુન્દજી અને તેના ગોવર્ધન એમ સદ્ગત શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વરની નોંધ ઉપરથી લખ્યું છે પણ એમના જ ઘરના એક પુસ્તકની પુષ્પિકામાં ગોવર્ધનભટ્ટે પોતાને માટે **जयदेवसुत मुकुन्दजीसुत गोवर्धनेन** એ રીતે સ્પષ્ટ લખ્યું છે.) જામનગરમાં વસતા હતા.

આ જૂના વખતના જામનગરના ઘૃતકૌશિક તથા ભારદ્વાજ ગોત્રી પ્રશ્નોરાઓ, ગોલાધર (જુનાગઢ) ના વત્સગોત્રીઓ, જુનાગઢ, પોરબંદરની આસપાસના પારાશરીઓ, કૌશિકો તથા માંડવ્યો, ગારીઆધારના સાંખ્યાયનીઓ તથા દેત્રાળીઆ, લાવડીઆ, ભલસાણુ વગેરેના ભાર્ગવીઓ સાથે મુખ્યત્વે લગ્નવ્યવહાર રાખતા હશે. ધીમે ધીમે સંબંધોથી આકર્ષાઇ જામનગરમાં પ્રશ્નોરાઓની વસ્તી વધતી ગઈ. વિ. સં. ૧૭૮૦ થી ૧૮૦૦ની આસપાસમાં વત્સગોત્રીઓ તથા તે પછી પારાશરીઓ આવ્યા, અને વિક્રમની ગઈ સદીની છેલ્લી પચ્ચીશીમાં ભાર્ગવીઓ તથા વ્યાસજી આવ્યા.

જામનગરમાં ગરબીફળીયું પ્રશ્નોરાઓનું સૌથી જૂનું ફળીયું ગણાય છે.

**સમાપ્ત.**